૫૦૬૨

# નીરદોષ નાજો.

એક કેલવાચલી કુંવારીકા.

ભાગ ૧ લો.



રચનાર સોરાબ એલ. પાલમકોટ.



સુરત ખોદાબક્ષ પ્રેસ

# નિર્દોષ નાઝાં.

## એક કેળવાયલી કુંવારીકા.



**અજબ ગજબ છે પ્યારનો, અજબ પ્રિતની રીત;**
**અજબ ઢંગ સંસારનો, અજબ ચિત વિપરિત!**



### પ્રકરણ પેહેલું.

### સ્કૅન્ડલ પૉઈંટ.



"ટોલ ને ટપ્પા, ધોલ ને ધબ્ભા શેંકડોની નિંદા,
કરે બેશી મેદાને કે દરીયે રોઝીંદા,
ઘેલા ગાંડા ચદન ચેત્રણુ, નહીં કદી સિદ્ધા,
પારસીઓની નામોશી અને પ્રજાની પીડા"

સોરાબ

સનીવારનો શુભ દિવસ હતો.

શિયાળાની શિતળ સાંહાજનાં શાંત સમાના આ દીલપસંદ દિવસે મુંબઈ મધે 'મલબાર હીલ' આગલની સ્કૅન્ડલ પૉઈંટ ઉપર ત્યાં બેગા મલેલા શોખીન સજ્જનોને ગમત આપવાને નામદાર ગવરનરના બૅન્ડની જે ટુંકડી હાજર હતી, તેનો શીરીન શરોદ આસપાસની આબો હવા અને દીલખુશ લેહેકી સાથે ભેલાઇ કંઇ અજબ મજાહ આપતો હતો. આ અર્ધ ચંદ્રાકારની પૉઈંટ ઉપરનો દેખાવ અતી રમણીક દેખાતો હતો. ત્યાં ગોઠવેલી બેઠકો ઉપર કેટલીક નાઝુક નારો પોતાના થાકેલા બદનને રાહત આપતી બેઠી હતી ત્યારે કેટલાક ફાંકડા ફુક્કડો ફુંકરાઈમાંજ ફરતા હતા. થોડે થોડે વખતે ગેલમાં આવી ચાલ ઉછાલતા અરબી અને આસ્ત્રેલીયન ઘોડાઓ પોતાના શ્રીમંત શેઠોની રમણ્ય રથ ઘસડી લાવી ખંખાર મારતા ઉભા રેહેતા. દરીયાના ફીન ફીન થતા ગંજાવર મોજાઓ, બેન્ડના

મધુર શરોદની નાદમાં આવ્યા હોય તેમ, ઉછળતા ઉભરાતા-જેમ એક માનીતી માશુક પોતાના એક તેવાજ અધીરા આશકના, તેણીને ભેટવાને લાંબાકરેલા હાથમાં જોશભેર જઈ પડે તેમ--તે કીનારાના પથ્થરોને હોંશભેર અથડતા હતા. ઠંડા પવનની લપટ લગાડનારી લેહેકી ત્યાં શેહેલ ગેલ કરતી નિર્દોષ નાજનીનોના પોતાના સાચ્ચા આશકોની હર્ષીત યાદથી લાલ થઈ જતા ગાલ સાથે કે જે ગુલરૂખશાર ઉપર તેમનાં હકદાર આશકોને એક મીઠી ચુંબન; અરે? ચુંબનતો શું પણ એક મધુર નજર વટીક કરવાનો હક નહીં તેજ ગાલો સાથે વગર રજાએ વગર હકે ખુશાલ પ્રીત ભરી રમત કરતી હતી.

સુર્યરાયનો વિદાય થવાનો વિજયવખત થવાથી જમ રૂપી કંન્યા પોતાને કરે અને ચરણે ધાલેલાં ધરેણાના ખણખણાત સાથે હાથમાં હીરા મોતી તથા કંકુભરી થાલ લઈ તેને વ્હાલથી વલાવવાને માટે તૈયાર ઊભી હતી. આવા મહીમાંથી મગરેબની માહરાણી માહતાબ પોતાની સાહેલી શેતારા સાથે સોલે સણગાર સજી પોતાનું સોહા રાજય સહરૂ કરવાને તતપર હતી. આ કરીમે કારસાજની કુદરતી કરામતોની ગેબીગમતના વિચીત્ર વિચાર પરથી હવે આપણે સંસારી અને વ્હેવારીક વલણપર ઉતરીશું.

સ્કૅન્ડલ પૉઇંટનો દીલવઝીર દેખાવ—સર દીનશા પીટીટના મનોરંજક મેહેલથી તે મહાલક્ષ્મીની વલાણ સુધી દેખાતો દમામી દેખાવ-વિલાયતની શિતળ સેહેલગાહે જતાં એડનના અર્ધ ચંદ્રાકાર બારાંની ((સ્ટિમર પૉઇંટની)આપણને યાદ આપેછે. સાધારણ અને સામાન્ય રીતે જોતાં સ્કૅન્ડલ પૉઇંટની શબ્દ ઉત્પતિ સ્કૅન્ડલ એ નિંદા અને પૉઇંટ એટલે હદ એમ થાયછે, તેથી નિંદાની નેમના આ ધામને એ એક અપભ્રંશ નામ થઈ પડયું છે. જ્યાં માતબરોના મુકામ છે!—દોલતમંદના દોરદમામનું જ્યાં દામ છો-જ્યાં તાહરી માહરી અને નિર્દોષોની નાલેસિ ગાનારાઓનું ગોયા ગામડુ છે!

આવી રીતની પ્યાર અને લાડ બન્ને પેદા કરનારી સુખી અને દુઃખી જગ્યામાં ભેગા મલેલા ભપકાભર્યા ભાગ તરફ હવે ફરીશું.

આ સ્કૅન્ડલ પૉઇંટની સડકથી એક નહાનો ગોલાકાર ભાગ દરીયાની બાજુએ બાહાર નીકલેલો હતો; જયાં નાજુક નાજનિનો

માટે ખુશ ગોફતેગો ચલાવવાને ખાસ બેઠકો રાખવામા આવી હતી. આસાએસની આવી એક ખાસ બેઠક ઊપર વગર હકે અને તે ઉપરનું લખાણ વાંચ્યા છતાં ચાર પારશી જવાનો થરસામાંજ અને ભપકામાંજ બેઠા, જેઓની થોડેજ અંતરે જમણા હાથપર એક બાજત ઉપર ત્રણ આબરૂદાર બેહેનીઓ પોતાના સામ્બેના બંગલામાંથી તરતનાંજ આવીને વિવેકથી વાતે વલગ્યાં હતાં.

આ ચારે જવાનોએ જમાનાનાં સુધરેલા ભપકાભર્યા પોષાકમાં પોતાને જકડયાં હતાં અને પાસે બેઠેલી નાજુક પંથનીઓને પૈસાદાર પીતાનાં પનોતા પુત્રોમાં પોતાને પરખાવાની પરીક્ષા લેવાની ગોયા ટક આપતા હોય તેમ હાથે પેહેરેલી હીરાની વીંટીનો માથે મેલેલી-ટકોરો મારે અને વાગે કે ઊડી જાય એવી-છાલકી ટોપીઓનો ખેંચતાણથી ઝલકાટ દેખાડવાને અને ગોટે સાદે બીજાઓ સાંભલે તેમ પોતાની બડાઈ ખોર બોલી બોલવાને આ ચારની ચંડાલ ચોકરી ઠીક એકઠી થઈ હતી. પણ જેમ:—

સુર્ય ઉગ્યો છાપડે, કદી નહીં ઘંકાએ;
ખિલ્યો મોધરો બાગમે, મઘમઘ મઘમઘ થાયે.

તેમ અક્કલે કોટા, કામે ખોટા, નામે મોટા. પણદેખાવે ધોત્તા, આ ચ્યાર પારસી પોરીઆઓ ફકત અડધા કલાકમાંજ પોતાને ખરી હાલતમાં પોતેજ મુકી સકયાં! આ ફાંકડાઓની ફુંકરાઇભરી શપ્પી સપ્પીઓ પેલાં બાનુંઓને એટલી તો પીડા ભરી થઈ પડી કે તેઓને પોતાનો બાજત છોડી. પેલાઓને પીઠ ફરી દરીયા સામે મોહ કરી બેસવું પડયું. આ મુંગા તીરસ્કારના પેહલા ફટકાએ આ વિવેકી જવાનો ઉપરથી કસી અસર કરી નહીં. જ્યારે અલબતા સડક ઉપરની સોભાયમાન રચના તરફથી બનુંઓને તો પોતાની નજર ફેરવવી ભાગ પડી.

સડક ઊપરથી પસાર થતાં કંઈક બાનું કે ગ્રહસ્થો માટે આ ચ્યારની ચોકરી કંઈને કંઈ નિંદા, મશ્કરી, અને નામોશી તો કરતીજ. જાણે કેવુંએક સઘલું ખરૂં જાણતો હોય તેમ ગંભીરાઈથી વળી એકની નિચ જીભલીને જોર આપવાને બીજો ટેકો આપે! પેલા બાનું સાંભલનારાઓને આવી નાલાયક નામોસીથી જો કંઈપણ કમકમાટ ઉપજયો હોય તો તેને થોડી પળ શાંત કરવાને

તેણીઓએ એટલામાંજ સંતોષ માન્યો કે, સઘલા ફરવા આવના રાઓમાં ફક્ત આબરૂદાર અને નામેશીથી ખાલી તો માત્ર આ ચારનીજ ચોકરી છે! એકમેકની નાલેશી કરનારી આ હલકી ટોલીમાં બે જવાનો પૈસાદાર માબાપના ફરજંદોમાં ખપવાનો દાવો કરતા હતા, જ્યારે બાકીના બે એવા મોટાઓની ખુશામત કરવાનેજ ભરા યલા પણ મધ્યમ વર્ગના હતા. જેઓમાં એક કોટની હરમાન ગલીમાંથી તો બીજો છેક ચર્નીવાડીની મરઘાસેરીમાંથી ત્યાં સુધી તે પણ પગે ચાલીને ધકેલા ખાતો! આવી રીતે બંગલે રેહેનારા બે, અને ગલીમાં ગંધાયલા બેની બનેલીટોલી તાહરી માહરીમાં પોતાનો વખત પસાર કરતી હતી, તેટલાં ધમધમ કરતી ત્યાંથી પસાર થતી એક સુંદર ગાડી ઉપર તેઓની નજર પડી, કે જેમાં એક સા ધારણ સાદા સૃણગારમાં સજેલી સુંદર કુંવારીકા એકલી બેઠેલી હતી.

"એ તો વિકાજી વકીલ સાથે અદરાયલી છે, પણ વિકાજી સાથે એતો પરણવા હવે ના કહેછે" ગાડી પસાર થઈ કે ચારમાનાં એકે ગપ ચલાવી. આ ઉસ્સાજી પછી બીજા બુબખજી બોલ્યા, "એતો બંગલામાં એકલી રહેછે, અને પેલો પોષ્ટ હૉરીસમાં દારાબ દલાલ છે તે એને ત્યાં **આખો દહાડો** રહેછે." "અરે પેલો શાવક લસ્કરી એના સાથે જરૂર પરણશે" ત્રીજાએ ટાહુકો પુર્યો. "આ વાડી ગાડી પર લલચાઈને અને અંગ્રેજી બોલવાપર જેબી મોહીત થશે તે માહરા મત પ્રમાણે તો "ચોખ્ખો મરવાનો," ચોથા ચગડોલ જીએ મગરૂબી સાથે મત આપ્યું. આ ચારેના મત પોતપોતામાં પુરા કરે તેટલાં પેલા બાનુંઓની નજર પેલી ગાડી ઉપર પડી, કે જે ત્યાંજ નજદીકમાં આવેલા એક રોણકદાર બંગલામાં દાખલ થઈ. પોતાના તે ભલા અને લાયક મિત્રની યાદથી તે ત્રણે બાનું ઓએ તે કાબેલ કુવારીકાના લાયક ખવાસની પોતપોતામાં સ્તુતી કરી; જે સાચી સ્તુતીએ પેલા નિચ નિંદાખોરોને એટલાં તો લજવાવ્યા કે વધુ સાંભળવાને તેઓને વધુ લાજ લાગતી હોય તેમ તે ચારે ચગડોળોએ બેઠક છોડી અને ચાલવા માંડયું. !

પ્રિય વાંચક!—સાંહજને છેડે આખા દીવસની થાક ઊતારી આસાએશ લેવાની અને દીલખુસ કરનારી આ ખુશાલ જગાએ કંઈક એટલા તો નિંદાખોરો આવે છે કે, આ જગ્યાને એથી વધુ લાયક નામ આપવું માહાવ્યથા થઈ પડે. સરમ હોજો તે મરદ અને

ઓરત ઉપર કે જેઓ એવી જાહેર જગાએ જમાવ થઇ બીજા શેંકડો નિર્દોષોની નાહક નાલેશી કરે, અને પોતાના ખારીલા જીગરનો ખાર ખાલી કરવાને અને પોતાના હઈયાંમાં થસાવેલી હલકી હેસદને મારગ આપવાને હિચકારાઓ માફક લોકોની પીઠ પાછલ પટપટારો કરવાની પછાડા મારે. આવા ચિબાવલા ચેત્રણો ખાનદાની છતાં પોતાને ખરાબ લગાડેછે—કેલવાયલા છતાં પોતાને કલંક લગાડે છે.—અને ચલીત ચલવલાડમાં તથા નિચ નાલેશી કરવામાં નામદારી સહમજનારા આ નફ્તો પોતાનું માન, જ્ઞાન, અને ખાનદાન ભુલી જઈ પારસી કોમની ખચ્ચીતજ એક એબ જેવા અને પ્રજાની પીડા જેવા થઈ પડે છે.

---

## પ્રકરણ બીજું.

## પેહેલી પીછાણ.

જો હોય મધ ત્યાં માંખોની પેહેલાં ચમર;
ન હોય કેમ કમલ ત્યાં ભમરાની નજર ?
ગુલ હોય જયાં ખેંચાય ત્યાં બુલબુલનું દેલ;
તો જોઇ ચંદ્ર કરે કાં ચકોર નહીં ગેલ?
પરવાનો ત્યાં સમયની હરદમ અગત;
માશુક ત્યાં આશકની હરદમ ગમત.

સ્કૅન્ડલ પૉઇંટની સડકથી પસારથયેલી ગાડી ત્યાં આવેલા ટોપ ખાનાની સાંમ્બેના એક ભપકાદાર બંગલામાં જેવી દાખલ થઇ કે ત્યાંનાં બાગમાં બેઝીક રમવા બેઠેલા ત્રણ પારસી જવાનોએ ગાડી માંથી ઉતરેલી બાનુંને માન સાથે નમન કરી પોતા નજદીકમાં બેઠક આપવા સાથે પોતાની રમત બંધ કીધી.

આ ત્રણે ફાંકડા જવાનો સાથે પુરતી સભ્યતા અને માન મર્યાદાથી થોડીક ઘટતી ગુફ્તેગો કરી તેઓ સાથે આપણી વાર્તાની આ મુખ્ય નાયકા નિર્દોષ ગમત ભોગવતી બાગમાં ફરવા લાગી.

ધમધમ કરતી દુરથી આવતી એક ગાડી ઉપર ત્રણ જવાંનો માંહેલા એકે પોતા સાથે ફરતી જવાન નાજનિનનું ધ્યાન ખેંચતા કહ્યું- "જુવો, નાજાંમાય, બાવાજી, બૅન્ડ આગલ નહીં થોભતાં અતરે બંગલેજ આવે છે."

"હું એમ ધાઈછું ભાઈ દારબશાહ." તે અસીલ અબલાએ ઉત્તર આપ્યો. બે મીનીટમાં તે ગાડી ત્યાં સુશોભીત ફુવારાઓ આગલ જેવી આવી ઉભી કે તે ખુબસુરત બાનુ અને ત્રણે જવાન સાંમા ગયા, જેઓને જોતાજ તેમાં બેઠેલા ગ્રહસ્થે સભ્યતા ખાતર ત્યાંજ ઉતરી, સર્વેને સેક–હેન્ડ કરી, ફરતા ફરતા એક સુંદર ફુવારા ભણી લટાર મારવા લાગ્યાં.

ગાડીમાંથી ઉતરનાર આસરે પચાસ વર્ષની વયના એક અઢાર પારસી ગ્રહસ્થ મુંબઈમાં શેઠ નાનાભાઈ નસરવાનજી નાનાવટીને નામે મશહુર હતા. એક વિખ્યાતી પામેલા વેપારી શેઠીયા તરીકે તેવણ ચંચલ બુધ્ધિના તથા તવંગર શેહેરી ગણાતા હતા. જાહેર સભાઓ, શેહેરી સમાજ, રાજદ્વારી બાબદો. અને માહાભારત કામો માં એવણ એકસરખી લાગણીથી ભાગ લેતા હતા, અને નામદાર સરકારના એક વિશ્વાષુ અમલદાર તરીકે સર્વ ઠેકાણે તેઓ બહુ માન પામતા હતા. તેવણે પોતાની યુવાન વયમાં સરકારી કામ કાજમાં અને તેમના અમલનો કારોબાર વધારવા તથા સુધારવાને ખંતિપણા અને ધીરજથી બહુ વફાદારી સાથે જે સ્તુતીપાત્ર સેવા બજાવી હતી તેના યોગ્ય હેંસાનમાં કદરસનાસી સરકારે તેવણને પેનસન બખસતા C. I. E. સી. આઈ. ઈ. ના માનવંત ખેતાબનો ચાંદ પેહેડાવ્યો હતો.

પેલી જવાન બાનું એ માનવંત ગ્રહસ્થની એક પુરી પનોતી પ્રીય પુત્રી હતી. તેણીની ખુબસુરતીનું હદબાહેર બ્યાન કરવું એ ગોયા 'સુનાં ઉપર ઢોળ ચઢાવવા" જેવું લાગે! બેશક તેણી પોતે ખુબસુરત હતી, મગર આજકાલ વારતાના મેદાનમાં જેમ ઘણીક વેલા એક ઓરતની ખુબસુરતીનુ અસંભવિત વર્ણન કરવામાં આવેછે અને કોઇ વેળા તો આસમાનની પરી પણ તેમની ખુબસુરતીથી લજવાએ છે એવો જે હાસ્યરસ ચીતાર આપવામાં આવે છે તેવો ચીતાર, દલગીર છૈયે કે હમારી નાકેસ કલમ ચીતારી સકતી નથી; તોપણ આટલું જણાવવું અવસ્યનુ છે કે તેણીની બાતેનની સર્વ સદગુણી સાલેસાઈ, તેણીની બાહેરની ખુબસુરતીને પુર ઝમક આપી આ સાધારણ સાદા અને સ્વચ્છ પોસાકની સુંદરીની સોભામાં સાચ્ચો વધારો કરતી હતી. ખચ્ચીતજ ખરી ખુર્બ

કુદરતી બાહારના દેખાવ કરતાં નીતી સદગુણ અને સાલેસાઈમાં સદા સાચ્ચી સોભા સાથે સલામત સચવાયલી અને સમાયલી રહેછે.

પેલા ત્રણ ભપકાદાર જવાન સાથે હવે પીછાણ કરાવવાની બાકી રહીછે. એ ત્રણમાંનોએક જેનું નામ મી૦ વિકાજી હતું, તેવણ વકીલનો ધંધો કરતા હતા. તેવણનો બેહેસ્તી બાવા બમનજીને, નાનાભાઇ શેઠ સાથે પુર્ણ પરિચ્ય હતો. પોતાના એ એક પરમ મિત્રના મરણ પછી એ ભલા ગ્રહસ્થે વિકાજીને પોતાને ત્યાં આવતો જતો રાખ્યો હતો, એટલુજ નહી પણ વિકાજી નાહનો હોવાથી મરનારની સર્વ દોલત તેવણે પોતાના હસતકમાં રાખી હતી જે તેના ઊમ્મરે પુગ્યા બાદ તેને આપી હતી. વિકાજી દેખાવલો અને દમામવાલો હતો, પણ પોતાના પૈસાને વધારવા અને જાલવવામાં તે ખુદરતી પછાત હતો, અને આગલ જતાં જયારે એક નાદર વારસો તેના હાથમાં મેલવામાં આવ્યો ત્યારે તેનામાં સુધારો અને ફાયદો તો એ થયો કે તેની ખુદરતી ખામીઓમા વધારો થતો ગયો. તેણે પોતાને પૈસે પુરજોવાથી નાનાભાઇ શેઠની છુપીથી તે કુછંદમાં પડયો હતો, જે હીનપસ્તી ભરી હીલચાલોથી અલબતા નાનાભાઈ નાવાકેફ હતા. એ સઘલી બદી ઊપર તુરતવેલા પૈસાના જોરથી સીહા પડદો ફરી વલ્યો હતો. પૈસા ! પૈસા !! સીહા સડાને સાંતીથી સંતાડનારો તું એક સલામત માર્ગછે—હજારો બદી ઉપર તારેથી ઢાંકણ વલેછે, અને સાધુના વેસે ફરતા શેંકડો સેતાનો ઉપર તાહરી મોહક છાંયાછે.

નાનાભાઇ શેઠ જોકે પૈસા ઊપર અધિક અભિલાષિ ન હતા તો પણ સાચ્ચો એકરાર આપણને એટલું સ્વિકારવાની ફરજ પાડેછે કે તેવણ વિકાજી વકીલ જેવા એક પૈસાવાલા જવાનને-તે પણ પોતાના એક માનીતા મરહુમ મિત્રના પુત્રને ભવિષમાં પોતાનો જમાઇ તરીકે ગણવાને ગણત્રી કરી ચુકા હતા, અને તેથી મોડે વેહેલ્લે પોતાની બાહોશ બેડીનો હાથ બાહેરથી સાફ મગર અંદરથી સડેલા હૈડાના એ ઉડાઉ જવાનને આપવાના હેતુથી તેવણે પોતાના દરવાજા તેના પગ પેસારા માટે બોહોલા અને પોહોલા ખુલા મેલ્યા હતા.

વિકાજી સતાવીશ વર્ષનો, ઊંચા કદનો બહુ બટક બોલો અને બાનુંઓનાં મંડલમાં ભેલાવામાં પેહેલો આગલ આવતો.

ત્યારે નાનાભાઇની બેટી નાજાં સાથે બાગમાં વાતે ફરતો પેલો દારબસા કોણ હતો?

તે 'બી. એ,' ની પરીક્ષામાં નિષફળ થયેલો જવાંન હતો; પણ પોષ્ટ માસ્તર જેનરલની આફીસમાં રૂપ્યા ૧૦૦)ના દરમાયાએ તે એક કલાર્ક હતો. દારાબના પિતા હોરમસજી હાય-વાય તવંગર આસામી હતા, પરંતુ બખીલોના બાહાદસાહ ગણાતા હતા, જ્યારે દારાબ તો દુલ્લાં દીલનો, છુટા હાથનો અને રંગીલો મોજીલો હતો! તેઓની એકમેકની આ ખુદરતી ઊંધી વલાણથી હમેસાં તેઓ વારંવાર નજીવી બાબદ માટે ટંટો કરતા; કાંકે હોરમજી તો હાયવાય કરી પઈસો એકઠો કરવા જીવ પટકતા હતાં! આ દારાબ એક પુરો દીકરો હતો, જેથી તેની માતાનો તે બહુ વ્હાલો અને માનીતો હતો.

નાનાભાઇ નાણાવટીને એ જવાનના કોઈબી ખેશી અગર વડાઓ સાથે ઓલખ હતીજ નહીં. એ પીછાણનો પાયો તો "ગાયણ ઊત્તેજક મંડલી" હતી કે જ્યાં દારાબ પોતાના ગાયણ અને વાજીંત્રના સુઘરતા સોખથી સારૂ નામ ધરાવતો હતો. તે ચંચલ નરમાસવાલો અને દેખાવલો હોવાથી, તથા એ જવાનની વિવેકી વર્તણુંક વિગેરેની વખાણ વિષે નાનાભાઈ શેઠનું સારૂ મત હોવાથી તેવણે તેની સાથની પોતાની ઓલખાણને મિત્રતામા બદલી નાંખી પોતાના મકાનમાં પગ પેસારો કરવા દીધો હતો. દારાબ (પોતાના મા બાપ અને બે બેહેનોથી મનેલાં કુટુંબ સાથે) ગીરગામ તરફના એક ઘેરમાં રેહેતો હતો, અને નાનાભાઈ જેવા તવંગર અને જાણીતા વેપારી શેઠયાની સંગત સાંધેલી રાખવાને વારંવાર તેવ[illegible] નને ત્યાં તે આવતો જતો હતો.

હવે એક જવાનની પિછાન બાકી રહી. તે એક જાણીતા ખાનદાનનો નબીરો હતો. તેનુ નામ ફીરોજશા રૂસતમજી લશકરી, હતું, જેને માત્ર બાર વરષનો મેલી તેના બાપ ૩૫ વરષની કાચી વયે આ જેહાનથી આસબાબ ઉઠાવી ગયા હતા! મરનાર રૂસતમજી પેહેલાં સાધારણ કંટ્રાકટનું કામ કરતા હતા, પરંતુ કાબુલની કતલ વખતે તેવણને કમીસરીએટ ખાતાના એક કલનલની કૃપાથી [illegible] મોટા કંટ્રાકટમાં અચ્છો તડાકો પડયો હતો, પછી તેઓનો ધંધો

ધમધોકાર ધીકવા લાગો અને આજે તેવણના એક પુત્ર તરીકે આ ત્રીજો જવાન્યો બહુ માન પામતો હતો. તે બહુ મોજીલો અને શોકીન હતો. પોતાના પિતાના મરણ બાદ પોતાની કમનસીબ માતા સાથે ગોવાલ્યા તળાવ આગલના બંગલામાં ભપકાભર્યા ખરચ સાથે એકલો રહેતો હતો. તેના સગા વ્હાલાનું મંડળ મોટું હતું, પણ મોટો ભાગ મધ્યમ અવસ્થામાં અને બાકીનો ભાગ ગરીબી ગુજાસ ગુજારતા હોવાથી આ ફીરોજશાશેઠ બાર મહિને ભાગ્યે કોઈની દાદ લેતા.!

મુંબઈમાં જેવી 'રીપન કલબ' સ્થાપાઈ કે તેમાં આ ઊધર તો જવાન ટુક અરસામાં સભાસદ થઈ ત્યાં પૈસાના પ્રતાપથી પ્રિય થઈ પડયો હતો, અને 'ફેશનેબલ શોસાયટી.' યાને મોભાદાર મેલાવડા માંજ ભેલાવાની તેની મીથ્યા મગરૂરીના અમસ્થા અભખરાની નેમને જાલવવા તથા વધારવાને આ કલબના બીજા મહાન મેમબરો તેને ઠીક સાંધણ હાથ લાગ્યા હતા. નાનાભાઇ શેઠના બંગલામાંની આજની તેની હાજરી આએ કલબને ઇંચેઇંચ આભારી છે, કે જમાં એ શેઠની સાથે એ જવાનની પિછાણ થઈ હતી. એવણ બાવાના એકજ પુરા બુચાજી હોવાથી માયજીએ એવણની પિતાની હયાતી સુધી લાડમાંજ ઉધાર્યા હતા; પણ ત્યારબાદ આ માતાએ જરનું જોર છતા એ બચ્ચાંને કસી સંગીન કેલવણી નહી આપતાં માત્ર બંગલામાંજ રાખી તેને થોડું ઘણું ઇંગ્રેજી જ્ઞાન સંપાદન કરાવ્યું હતું. ફીરોજની માદર સુધરેલા વિચારની નહી હતી. અને તેમ નહીં હોવાથી પોતાની અસલી અભણ અને ગરીબી હાલતના વિચાર અને વલાણને આજે તે ફેરવવાને અસકત હતી, કે જે લાડથી આ જરવાલો જવાન આજે એવી અભણ હાલતમાં વધી ગયો હતો. તે ૨૨) વરષનો ઊંચા કદનો, સારા દેખાવનો, એસકી જવાન હતો, અને નાનાભાઈના બંગલામાં તે દર રોજ આવતો હતો.

નાનાભાઈ શેઠનો આ ત્રણે જવાન્યાઓ ઉપર ઠીક ચાહ હતો અને વારંવાર પોતાના બંગલામાં તેઓ સાથે ખાણું લેતા હતા.

એમછતાં આ ત્રણે જવાન્યાઓની હીલચાલ ઉપર તેવણ એછી નેગાહ કાંય રાખતા.?

## પ્રકરણ ત્રીજું.

## નાજાં.

આપશે કોણને પ્યાર તારો કહી દે મને;
જીગરથી આ ત્રણમાં કોણ વ્હાલું તને?
આપશે કો'ને હિત પ્રિતે કોમલ તુજ કર;
આ ત્રણમાંથી કોણપર છે તારી નજર?
વિકાજી કે દારાબ, કે ફિરોઝ- ઉપર
વિચારીને વદ, થશે કોણની આખર?

નાનાભાઇ શેઠની આ એક પુરી પુત્રી નાજાંની ખુબસુરતી માટે હું હદમાં રહી આગલ બોલી ચુકો છું. હવે તેણીની કેલવણી કાજે બે બોલ બોલી બતાવેલા વ્યર્થ જશે નહી.

નાણાવટીનું કુટુંબ બોહોળુ હતું, અને તે કુટુંબના ઘણા મા બાપો નાનાભાઈની નાજાંને પોતાની વહુ કરવાને મોટી ઊમેદ સાથે-એકમેકમાં ભારી હરીફાઈ કરતાં, પણ એ માયાકુલ માંગણીઓ, "હાલમાં મારી નાજાંને પરણાવવી નથી" એવા એક તઈયાર રાખેલા હાજર જવાબે નાનાભાઈ મમતા ભેગી મીઠાસથી ના પાડતા હતા. આ 'ના'ની નેમ તો ન્યારીજ હતી, પરંતુ તુરત વેળા કુટુંબમાં કંઈ કચવાટ કે કડવાસ ન ભેલાય તેથી આ નરમાસ જવાબ આપવામાં તેવણે ખોટુ ધાર્યું નહીં. નાણાવટીના ખાનદાનમાં નાનાભાઈ જેવા તવંગર બીજા કોઈ નહીં હતા, અને તેવણનો વિચાર પોતાની પુત્રીને સગામાં ગોઠવવા કરતાં બાહાર પોતા જેવા કેઈ, ચીકાસદાર તરફ વધુ હતો. સગામાંથીજ કંઈ નાજાંનાં માગાં આવતાં એમ નહીં હતું, પણ ઘણા સારા ખાનદાનમાથી પુછપરછ થતી હતી, મગર નાનાભાઇ તે સર્વે ઉપકાર સાથે નાજ પાડતા. નાનાભાઈના અસીલ ધણીયાણી મેહેરબાઈ કમનસીબે આ તેવણની ચેહેરે નમુન બેટીને જન્મ આપ્યા પછી તાવના બુરા રોગના જલદીજ ભોગ થઈ પડયાં હતા. નાજાં હાલ વિસ વરષની ખીલતી જુવાનીના બહારમાં બહુ દિપતી હતી. તેણીની ખુદરતી ખુબસુરતી, સાદા અને સાધારણ પોશાકથી તેણીનાં ગુણોમાં વધારે દિલપસંદ દેખાવ આપતી હતી. આજના તકલીદી (કેહેવાતા) સુધરેલ સંસારની નવી નવી ફેશનનો તેણી કદી લાભ લેતી નહી હતી.

નાજાં પોતાનાં સાદા અને સ્વચ્છ પોશાકમાંજ દિપી નીકળતી હતી, જેથી તેણી એટલી તો મનોહર લાગતી કે દરેક પાક નજરનું તે ઉપર ખુદરતી ધ્યાન ખેંચાતું. ખુબસુરતી સાથ સદ્દગુણમાં તેણી એક ફિરેસ્તા જેવી પાકઝાદ હતી. જોકે કંઈક અસલી રીવાજ, કઢંગી છીટ, જુઠા વ્હેમો વિગેરેને તેણી હાંકી ઢાંકી નાંખી આજના સંગીન સુધારાઓને પગલે ઘટતી છુટ લેતી હતી, તો પણ તે છુટાપણું કોઈ પણ પ્રકારે એવું બેઅંદાજ હતુંજ નહી કે જે નિતીના નિયમથી વેગળું હોય. તેણી સદા સરવે નાહના મોટાં-રાય કે રંક સાથ સભ્યતાથી વરતતી, મધુર વચનથી તેમના દિલ રીઝવતી. પણ જેબી ચીજમાં તેણીને અઘટીત આચરણ જેવું જરાપણ જણાતું તે તરફ ફરીથી નહીંજ જોવાને તેણી પોતાના જીગરથી મુગા ધિક્કાર સાથે મજબુત ઠરાવ કરતી હતી.

એક દીને સાંહજના સાંત સમે—જે બાગમાં આપણે તેણીને પેલા ત્રણ જુવાન્યાઓ સાથે ફરતી જોઈ હતી, તે બાગમાં-તેણી એક સુંદર નાહના રોનકદાર ફુંવારા આગળ ફરતી ફરતી 'લેસ' ગુંઠતી હતી, તેટલાં તેણીની મીસત્રેસ મિસ નેલીએ આવીને "મી· નાનાભાઈ બોલાવે છે" એમ જણાવ્યું.

નાનાભાઈ શેઠે પોતાની આ પુત્રીને ઈંગ્રેજી ગાયણ તથા વાજીંત્ર વિગેરેની પુરતી કેલવણી આપવાને મિસ નેલીને રૂપ્યા પચાસના માસિક પગારે શિક્ષક તરીકે રાખી હતી. નાજાં મિસ નેલીથી છુટી પડી પોતાના પિતાના હૉલમાં દાખલ થઈ. થોડોકવાર વાત કર્યાબાદ નાનાભાઈએ નાજાંને, પોતાને ત્યાં આવતા ત્રણ જુવાન્યામાંથી એકને પોતાનો "સદાનો સાથી" તરીકે પસદ કરવાને જણાવ્યું! આ સાંભલતાંજ તેણીના હોઠ ફીક્કા પડી ગયા અને તેણીના સુંદર ચેહેરા ઊપર નરમાસનો પડદો ફરી વલ્યો. તે કોમળ કુંવારીકાએ થોડી પલ ચુપકીદી એખત્યાર કરી વિચાર કરીને પોતાનપીતાને કહ્યું કે "મારા મત માટે મને થોડા દિવસની મેહેતલ આપો" જોકે તેણીનું તેમ કરવાનું કારણતો જુદુજ હતું; તો પણ નાનાભાઈ તેણીના આવા લાયક જવાબથી ખુશી થયા. અને એમજ સહમજયા કે ત્રણમાંથી કોણને પસંદ કરવો તે વિષે તેણી પુખ્ત વિચાર કરવાને ચાહતી હશે.

શું નાનાભાઈનો આ ખ્યાલ ખરો હશે?

## પ્રકરણ ૪ થું.

### ડૉકટર સાવક.

### એક ગરીબ પણ ખરો ખેરખાહ.

નાજાને શાવકની પેહેલી નજર—
તે હતી માન મોહબતની પેહેલી સફર.
ખરેજ તેમાં દીપતું શાંન ગુણનું ગોહર.
હતો તે નાજાંનેજ લાયકનો સોહર.

જે સાંજે નાનાભાઈએ નાજાંને પોતાના ત્રણ મિત્રોમ. એકને પશંદ કરવાને પરવાનગી આપી તે ઘડી, તે સાંજ, તે રાત બસ તેણીએ ફીકર, અદેસા અને અફસોસમાંજ પસાર કીધી. વિસ વરષની વયમાં જો કોઈબી દીવસ તેણી ચીંતામાં ચકચુર બની હોય તો આએજ તે પેહેલો દીવસ હતો, જે અફશોશ! આ નાજુકનારના નસીએ જેમ તે પેહેલો તેવો તે છેલ્લો નહી હતો.

આખો વખત વિચારને વમાસનના વમલમાં વિંટલાઈને ફરતી પોતાનીલાડકીબેટીના ગંભીર દેખાવથી નાનાભાઇએ વિચાર્યું કે "માહરી નાજાં, ત્રણમાંથી કોણને પસંદ કરવો તેના સદગુણ તપાસવાની-ફીકરમાં રોકાયલી છે" પણ એ બુજર્ગ ગ્રહસ્થ પોતાની ધારણામાં કેટલોબધો ઠગાતો હતો! તેને ક્યાં ખબર હતી કે તે જે ધારે છે તેના કરતાં જુદોજ વિચાર તે સદગુણી સુંદરીના સરીરમાં સંતાપ કરાવતો હતો? તે શું જાણે કે તેણી, તે ધારે છે તે નહી; પણ જુદાજ અને બીલકુલ ખ્યાલમાં પણ નહી હોય એવા ખ્યાલમાં ગરક હતી?

એ ભરમભર્યા ભેદની તેને શું ખબર?

પોતાના પીતાએ દેખાડેલા જવાનો તરફ તેણીનો સ્હેજ ચાહ તો શુ પણ તેવા ચાહાનો ખ્યાલવટીક તેણીએ કદીકર્યો નહીં હતો. સંસારી જીંદગીમાં જીપલાવવા પેહેલા કેટલી સંભાળ, સાફ્ચેતી, અને ઊંડા વિચારની ખરેખરી જરૂરીયાતછે, તેનો આ કેલવાયલી કુંવારીકાને અચ્છો અભ્યાસ હતો, અને આપણે ઈચ્છીશું કે એકેએક કુંવારીકાઓ મોહોત સુધીનો સંબંધ ધરાવનારી આવી બારીક ને બીકટ બાબદ માટે બેહદ બાહોશ રહે. મોટા અફસોસની વાત એ

કે આજે પારસી કોમમાં-આજના સુધરેલા સંસારમાં આજના તંગ વખતમાં પરણુવાની બાબદ કઇક હદ સુધી ભારે દુ:ખ ઉપજાવ-નારીછે. હાલના કાનુન અને કેહેવાતા સુધારા પ્રમાણે જો આપણે દીર્ઘદ્રષ્ટિએ દેખ્યે તો જે ધંગધડા વગરના ધોરણથી પરણેલી જીંદ-ગીમાં પગ પેસારો કરવામાં આવેછે, રોકડા અને રીતની જે સર મભરી ભીખ--મોઢે માંગીને માંગવા, કે મંગાવવામાં આવેછે; ગોરી અને કાલીના જે બાપોકાર અવાજ ઉઠાવવામાં આવે છે; અને તે પણ વલી જે નર કે નારે એકમેકને કોઈ દહાડે નહી ઓલખેલા, કે નહી એકમેકના ગુણ દુર્ગુણથી માહીતગાર, કે નહી એકમેકપર તેઓનુ ખુદરતી હેત, તેવાં જોડાને જે કંઈક મા બાપો, તેઓનાં સંસારમાં સેવટ માટે સંગીન વિચાર વગર, યાહોમ ઉતાવલે પોતાના બચ્ચાઓને પરણેલી જીંદગીમાં હોમાવી દેએછે તે કોણ ના કેહેશે કે સખ્ત નાપસંદ કરવા સાથે વખોડી કાહડવા જોગ નથી ? નાનાભાઈ નાણાવટી જેવાં મા-બાપોએ જાણવું જોઈએ અને ચેતવું જોઇએ કે નાજાં જેવી તેમની પુત્રીને પરણનારાઓ સાથે તેઓએ સંસાર નથીજ નીભાવવો, પણ તે પોતાની પુત્રી એજ નીભાવવો છે; અને તેથી એવા મા બાપો પોતાની કંઈક ખાનગી મરજી અને તેવીજ કોઈ લાલચોના લોભથી પોતાના બચ્ચાંઓને તેઓની દેખીતી ના મરજી વિરૂધ ચોક્કસજ જવાન સાથે પરણવાને દબાણ કરે તો તેઓ પોતાના બચ્ચાઓનુ સુખ સંભાલે છે, એ ખ્યાલજ ખડખડ હસી કાઢવાજોગ છે. જાતી તપાસ, જાતી ગુણ અને જાતી લાગની, માંગણી, તથા હિત પ્રિતથી આજે જોડાયલા, જોડાતાં, અને જોડા-નારા ઘણાક પારસી જોડાં જુવો! તેઓમાં કેટલો બધો સપ રહે છે, અને તેઓ કેવા સુખી રહે છે, તેના માત્ર અસ્તિત્વ અનુભવે આપણી વારતાની મુખ્ય નાયકા નાજાં ઉપર અચ્છી અસર કરીછે. એકેએક સહમજુ અને સુજ્ઞ સરતાજોએ પોતાના પુત્ર કે પછી પુત્રીની પોતાનીજ ખાનગી મરજીના કોઈ છોકરા કે છોકરી સાથે, પરણવાની ખુલ્લી નારાજી જણાય તો તેઓ ઉપર દોર કે દબાણ કરવાથી સદા દુર અને દુરજ રહેવું જોઈએ.

નાજાંએતો પોતાના સદાના સાથી તરીકે એક જુદાજ જવાનને ધારી રાખ્યો હતો, કે જે તેણીની નજદીકમાં રેહેતો હતો.

આ જવાનને આગળ કોઇ વેળા તેણી મલી નહી હતી, પણ તેના વિવેક જ્ઞાન અને ગુણુ માટે તેણીએ ઘણે ઠેકાણેથી વખાણુ સાંભલ્યાથી તેની વધુ ખાતરીભરી ખબર છુપી રીતે મેલવતી રેહેવામાં તેણી ફતેહમંદ થઇ હતી. એ જવાન જોકે મધ્યમ સ્થિતીના મા બાપનું એક ગરીબ ફરજંદ હતું, પણ તે જ્ઞાની અને ગુણી હતું. તે દેખાવલા ચેહેરા સાથે કદાવર કદનો, મોહક મુખડાનો, નરમાસવાલો ગ્રહસ્થ હતો. તેની અસીલ માતા તેને બે વરષનુ દુધમલ બાળ મેલી આ જેહાંનથી પોતાનો અસબાબ ઉઠાવી ગઈ હતી, જે પછી આ માસુમ બાળકને ઉછેરવાની ફરજ તેના મમ્મને માથે આવી પડી, જેવણુ પણ એ હિનભાગ્ય બચ્ચાને ત્રણ બરષનું મેલી હક થયાં. હવે તેના શિરછત્ર તરીકે તેના બુજર્ગ ગમાવા રહ્યા હતા. કે જેવણુ લકવાના મરજથી માહ પીડાકારી ભોગવતા હતા. તેવણુ પાંચ વરષ સુધી સાવકને સંભાલી અને સાચવી શકયા. જે પછી તેવણુ તેને આઠ વરષનો મેલી મરણ પામ્યા. સાવકના પીતા બંગાલમાં એક બાબુની દવાની દુકાનના મેનેજર હતા, અને તેવણુ આ વખતે મુંબાઈ આવેલા હોવાથી, અને પોતાના એ એકલા બચ્ચાને બહુ બાહોશ જોઇ તેને પોતાની સાથે પરદેશ લઇ જવાનો તેમનો વિચાર ફેરવી, તેવણે સાવકને, પોતાના પીતાને પાલણપુરથી બોલાવી તેવણુની માયા ભરી સંભાલ હેઠલ મેલ્યો, અને સાવકને સોહવઈ જાય તેટલા માટે તેના પીતા (મી. સોરાબજી સકલાતવાલા.) તેની આગલ પોતાના એક વિધવા બ્હેન અને તેણીના બે વરષના એક છોકરાને રાખી ગયા હતા. મી૰ સોરાબજી મુંબાઈમાં પાંચ વરષે ત્રણ મહિનાની રજા લેઈને આવ્યા હતા, જે ટકનો લાભ લઇ પોતાનાં વ્હાલાઓની સુખ સાંતીની હેડે કાલજી ધરી તેવણુ મલબાર હીલ પર, (નાજાંના બંગલાથી થોડે દુર.) એક બંગલાના નીચલા ઓરડા ભાડે લેઈ ત્યાં સર્વને રાખી ગયા.

હવે સાવકની સંભાલ લેનોરા તેના બુજોર્ગ બપાવા હત

અને હજુર એનસિબી બાકી હોય તેમ એ એકલુ શિરછત્ર પણ છેલ્લાં ચાર વરષ થયા તે ખોહી બેઠો ! સાવક આઠ વરષની ઉમરથી એ બુજર્ગ બપાવાની માયા મમતાભરી નજર આગલ ૨૦ વરષની ઉમ્મરનો થયો હતો. હવે આવા દુઃખ વચ્ચે જો તેને કસો પણ દીલાસો હોય, આવી આફતને હટાડી નાંખવાને કશો પણ સંતોષ હોય, આ સંકટ સમે કંઈપણ સબર કરવા જોગ હોય તો તે ફકત તેની વિધવા વહાલી ફુઈ અને તેણીના એકજ છોકરાનો પડોસ અને પ્યાર હતો, કે જેઓની પ્રિતી તેના ગમને ધસડી દુર કરતી હતી.

સાવકને સંગીન તરબીયત અને ઊંચી કેલવણી આપવા પાછલ તેના પીતાએ ખુશીથી પોતાની પુંજીના મોટા ભાગનો ભોગ આપ્યો હતો. નાજાં સાથ જયારે તેની પેહેલી પીછાણ થઈ ત્યારે તે મેડીકલ કૉલેજમાં વઈદાનો ભારી અભ્યાસ કરતો હતો કે જેની છેલ્લી પરીક્ષા આપવાને માત્ર બે વરષ બાકી હતા. એક અજાયબ જેવા સમાગમથી આ બાનું અને ગ્રહસ્થ વચ્ચે જાતી પીછાન થઈ હતી.

નાજાંની માસતર મિસ નેલી, નાતાલના તેહેવાર હોવાથી, રજા લઈને પુણે ગઈ હતી; તે અરસામાં એક સોમવારે રાત્રે તેણીએ ખાણાને ઈનસાફ આપ્યા પછી પોતાના પીતાની પરવાગીથી પુનમનાઃ પુર ચંદ્રના પ્રકાસમા (આયા સાથે) બંગલાની બાહાર તેણી લટાર મારવા નીશરી. નાનાભાઈ શેઠ બાગના ફુંવારા આગલ બેસી દીવસની મેહેનતથી થાકેલા તનને રાહત આપતા હતા. નાજાં બંગલામાંથી બાહેર પડી દરિયા સામેના ફુટપાથ પર ફરવા લાગી. રાતના નવ વાગેનો વખત હોવાથી સઘલું સાંત હતું, અને થોડાક બાનું ગ્રહસ્થો છુટા છુટા ચદનીની શેહેલગાહે ફરતા જણાતા હતા. સ્કેનડલ પૉઈટના પલાઃ બાહેર નીકલી આવેલા ગોલ ભાગપર-જયાં આપણે પેહેલા પ્રકરણમાં ત્રણ પારસી બાનુઓને પોતાના બંગલામાંથી નીકલી ત્યાં બેઠેલી જણાવી હતી ત્યાં આવી પુગતાં સાંમે બંગલામાં રેહેતી પોતાની બેહેનપણીને બાહાર ફરતી જોવાની આસ અને હોંશમાં નાજાં ફુટપાથ ઉપરથી ઉતરી રસતાપર ચાલવા લાગી પણ પોતાની સહીની

મુલાકાત નહી થઈ સકવાથી તેણી આગલ ફરવા લાગી. રસતામાં એકાએક આયાનો ભાઈ સામે મલવાથી તે પોતાની બેહેન સાથે સેહેજ વખત વાતે ઉભો, જે જોઇને નાજાં આસ્તે આસ્તે આગલ ચાલતી થઇ. ચાલતાં ચાલતાં તેણી પોતાના બંગલાના રસતાની નાંકે આવી લાગી, જયાં ગાડી ઘોડાની ભારે આવજાવ હતી. તેણીને કંઈ વિચાર આવવાથી તેજ ખ્યાલમાં ગરક થતી નીચી નજરે ચાલતી હતી, એવામાં એતેફાક એવો બન્યો કે અકસમાત એક ઘોડાની ગાડી ખંબાલા હિલના રસતાપર વલવા તેણી પાછલ દોડતી આવી લાગી, અને તે ઉપર બેઠેલા ઘોડાવાલાએ જેવી દુર થવાને એકાએક હાંક મારી તેવીજ તેણી ચમકીને એકબાજુ થઇ. પણ હજીતો તેણી તેમ ફેરે કરે તેટલાં સાંમેથી જોડીની એ ગાડી સાથે દોડી આવી જેના એકદમ આચકાથી તેણી અચબુચ પડી ગઈ, જે અકસમાતથી તેણીના દાબા હાથને સખ્ત ઈજા થઈ. નાજાં પડતાજ ગભરાટમાં એકદમ બે સુદ્ધ થઇ જવાથી જે ગાડીથી અકસમાત થયો તેમાંથી તેમજ બીજી ગાડીમાંથી ત્રણ ચાર ઈંગ્રેજ બાનું તેમજ ગ્રહસ્થો ત્યાં આગલ એકઠા થયા, જે અરસામાં "બાઈ? બાઈ?" કરતી આયા ત્યાં આવી પોંહચી. રસ્તાના નાંકાપર ભીડ જોઈ સામેથી આવતો એક પારસી જવાન ત્યાં દોડી આવ્યો. આવતાને વાર જેવી તેની નજર તેણી ઉપર પડી કે તુરતજ એક ગ્રહસ્થની ગાડીમાં તેણીને બીજી બાનુઓની મદદથી સંભાલથી ઉચકી ગાડીમાં સુવાડીને બેજ બંગલાને છેટે એક જાણીતા ઈંગ્રેજ ડાકટરને બંગલે લઈ ગયો. સારા ભાગ્યે ડાકટર બંગલામાંજ હતો જેણે તુરત તેણીની સારવાર કરી દવા સુંઘાડીને હુશીયાર કીધી, પણ હાથ તપાસતા તેણીને થયેલી ઈજાથી ઘસાઈ ગયેલા ભાગ ઉપર એક પટી તૈયાર કરી તે ઉપર પાટો બાંધી લીધો.

જેવી નાજાં હુશયાર થઇ તેવીજ તેણી ગભરાટમાં પડી અને પોતાના એવા વખતમાં મદદ કરનાર તરીકે પોતાના એક

પીછાણવાલા જવાન્યાને જોયો જે કોઈજ નહી પણ ઉપર જણા વેલા સોરાબજી સકલાતવાલાનો છોકરો સાવક હતો.

"આપ કોણ, ભાઈ સાવક કે?" નાજાં ડાકટરે હુશીયાર કીધ બાદ પોતાના મેહેરબાન મદદગારને પીછાંની અચરતીથી બોલી

"હાજી કેમ હાલ આપ સારી પખેતો છો?" તે જુવાન્યો તેણીની તંદરોસ્તી વિષે કાલજીથી પુછવા લાગ્યો.

"હાજી હાલમાં હું તદન હુશીયાર છુ" તેણી બોલી "માફ કરજો, ભાઈ સાવક મારે માટે આપને તસદી પડીછે. જે ધીરજથી આપે મને મદદ આપી છે તે માટે હું અતી હેસાનમંદછું"

"એક ઈનસાન ભાઈ દાખલની મારી આઈન ફરજ શીવાય મેં વધુ કંઇ પણ કીધું નથી; માહરા બેહેન." પોતામાટે નાજાંને વખાણ કરતી જોઈ તે નમ્રથી બોલ્યો. "આપ એમ બોલી મને ઊલટો સરમમાં નાંખો છો."

"ભાઈ સાવક એ તો આપની લાયકી છે." નાજાં બોલી "પોતા ઉપર થયલા આવા આભારનો ઊપકાર જે માણસ નહી માને તે ખરૂં અવિવેકી કેહેવાય. પણ વારૂં ભાઈ આયા પાસે હવે એક ગાડી મંગાવી મને બંગલે પોંહચાડી આપના હેસાનને બેવડુ કરશો?

"હા બ્હેન ઘણી ખુશી સાથે. આયા રાતને વખતે ગાડી લઈ આવે તે કરતાં હું પોતેજ લઈ આવું છું" સાવકે ઉઠતાં ઉઠતાં કહ્યું.

• ગાડી આવે તેટલો વખત નાજાંએ ડાકટર અને તેની બાનું સાથે ઉપકાર માનતા વખત કાહાડયો. સારા ભાગ્યે એજ ડાકટર, સાવક જે કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યાં પ્રોફેસર હતો. તેણે નાજાં આગલ સાવકની ગેરહાજરીમાં ફકત ખાલેસ ખ્યાલથી તેની હુશીયારી માટે તારીફ કરી અને આવી વખતની તેની શેવા માટે ખુશી દેખાડી, તેમજ નાજાં જેવી ભણેલી પારસી બાનું માટે પોતાનો સંતોષ જાહેર કરી તેણે ઈચ્છયું કે સ્ત્રી કેલવણી પારસીઓમાં આવા સારા આકારમાં વધેલી જોવાને તે બહુ આરજુમંદ છે.

આ વાત પુરી થતાંજ ગાડી આવી પોંહચી, જેમાં, ફરી એકવાર ડાકટર અને તેણી બાનુંને સારા સબ્દોમાં આભાર માની તેણી સાવક સાથે બેસીને પોતાને બંગલે ગઈ.

રાત્રે એકાએક બંગલામાં ગાડી દાખલ થતી જોઈ અચરત થવા સાથે એક અંજાણ્યા જવાન્યાને નાઝાંને હાથનો ટેકો આપી ઉતરતાં દેખી તુરત વિચારમાં પડી નાનાભાઇ ગાડી આગળ ઝડપમાં આવી લાગા. નાઝાંએ પીતાને જોતાંજ તેમને ધીરજ આપી, પોતા ઊપર વિતેલી અતિ અચાનક વિપત્તીની સર્વે હકીકતથી વાકેફ કર્યા, અને તેવે સમે મી. શાવકે આપેલી સભ્ય *સહાયતા માટે લાયક લાગણી અને સારા સબ્દોમાં સ્તુતી કરી પીતા સનમુખ ફરી એકવાર આભાર માન્યો.

નાનાભાઈએ પોતાની પુત્રીને આવી હેમાનમંદ મદદ કરવા માટે તે ભલા જવાનનો ભારે ઉપકાર માન્યો અને તેની સાથે થયેલી પીછાન માટે તેવણે ખુશી દેખાડી એટલુંજ નહી પણ સાવકનું ઘર નજેદીકમાં હોવા છતાં બન્ને બાપ બેટીએ તુરત પોતાની જોડીની ગાડીમાં તેને મકાને મોકલાવ્યો.

નાઝાંને ગાડીના આચકાથી ઘણીજ સખ્ત ઈજા થઈ ન હતી. તો પણ બે દીવસ સુધી તેણીના હાથને બહુજ કલતર થઇ હતી, અને તે પણ એવી જોરમાં ન હતી કે જેથી તેણી બધો વખત બીછાણું ભોગવે યા ગભરાટમાં ઘેરાય. તેણી પડતાવાર બીધાથી બેસુધ્ધ થઈ હતી અને તેવી બેફામ હાલત વચ્ચે તેણીના હાથ ઉપર સર્વ બદનનો ભાર પડયો હતો, પણ આમ છતાં જો તેણીને સાવકથી તુરત મદદ મળી ન હોત તેમજ વખતસર ઉપાય થયા ન હોત તો તાજુબ નહીં, તેણી બેશક વધુ હેરાંન થાત.

---

* સહાયતા—મદદ

## પ્રકરણ ૫ મું.

### " સદાનો સાથી "

નથી મુજને પૈસા કે સુખની દરકાર;
નથી મુજને દમામ કે દોરનો વિચાર.
નથી મુજને ભપકા કે વારસાની આસ;
ખરા અને લાયકનીજ થઇશ હું ખાસ.

નાજાં પોતાને થએલા અકસમાત પછી એજ દીવસ માંદગી ભોગવી પાછી *તાજગીમાં આવી હતી. નાતાલના દીવસો હોવાથી વિકાજી, દારાબ, અને શીરોઝ પુણે સેહેલગાહે ઊતરી પડયા હતા. મી. નાનાભાઈએ પોતાની બેટીને લઈ સુરત નવુ વરસ ગુજારવા જવાને વિચાર કર્યો હતો, મગર તેટલાં નાજાંને આ પ્રમાણે ઇજા થવાથી તે મોકુફ કર્યું.

અકસમાતની બીજે દીને નાજાં શાવકની તંદરોસ્તીના સમાચાર જાણુવાને નાનાભાઈને બંગલે આવ્યો. નાનાભાઈની ગેરહાજરીમાં નાજાંએ તેને સારો આવકાર આપ્યો. નાનાભાઈ ની ગેર હાજરીમાં વધુ વખત બેસી નહીં રેહેતાં સાવકે સભ્યતા ખાતેર નાજાં પોસેથી રજા ચાહી મગર આ નાજનીને તુરત ચેતી જઈ તેને એટલુંજ બોલી પાછી બેઠક લેવા કહી કે "બાવાજી હમણા આવતા હશે; મળીને સીધારો." મી. નાનાભાઈ થોડા વખતમાં બંગલામા દાખલ થયા. થોડોકવાર ગુફ્તેગો થવા પછી તેવણે શાવકને રાતનુ ખાણું લઈને તેને મકાને સીધારવાને જણાવ્યું. ખાણાનું નામ સાંભલતાં તેને નરમાસથી ઉપકાર સાથ ના પાડી બાહાર જવાનું બાહણું બતાવ્યું; પણુ આ તેની નરમાસ નાજાં આગલ નીંભી નહી! તેણીએ થોડાક નમ્ર સબ્દો સંભલાવી તેને પિતાની સાથે ખાણાનો વખત થતાં ટેબલ આગલ લઇ ગઈ.

તેના જેવા એક લાયકીવાલા ભલા જવાન સાથે પીછાન પડવાથી પોતાની ખુશાલી જાહેર કરીને નાનાભાઇ શેઠે ટુકા પણુ લાયક સબ્દોમાં શાવકની સલામતી ચાહતા પોતાની ભલી અને

---

* તાજગી—તંદરોસ્તી

માયાળુ લાગણી બતલાવી. ખાણાની ટેબલ ઊપરની આંખ અજાવી નાખનારી રીત ભાત અને વિવેકી વાતચીતે શાવકના મગજ ઊપર તેણી માટે બહુજ ઊંચા મતનો છાપ પડયો. આ પ્રમાણે નાનાભાઇના કુટુંબમાં સાવકને પીછાન પડી. તે કોઈ કોઈ વેલા નવરાસે નાનાભાઇ તથા નાજાંની મુલાકાતે આવતો, અને હમેસાં તેવણની તેમજ નાજાંની સાથે વાત ચીત અને રીત ભાતમાં સાદાઈપણુ અને સભ્યતા વાપરતો હતો. શાવકના રાંક સ્વભાવનો ખ્યાલ એટલાથીજ આવશે કે ગમે તેવા તાતા સબ્દો તેને ગુસ્સે કરવાને અસર કરી સકતા નહી હતા, એટલુજ નહી પણ કોઈને પણ માઠું બુરૂ બોલવાથી તે પહરેજ રહેતો એવો તે ભલા ખવાસ અને સાલેસ સ્વભાવનો જવાન હતો. તેની ઉમ્મર ૨૫ વરષની હતી. નાજાંને તે બહુજ ભલો લાગતો હતો અને તેણીની મરજી અને સોખને અનુસરી ચાલચાલના સુખી સેવટ તરીકે અંજામ એવો આવ્યો કે આપસઆપસના સદગુણ દેખી દીનપતીદીન એકમેક માટે માન અને વ્હાલ એટલીતો હદ સુધી વધી ગયું કે, અને સાવકને આવી એક સદગુણ સુંદરીના હાથની માંગણી કરવાને લાલચ લાગી! તેણે તેણી ઉપર એક ટુંક ચીઠ્ઠીમાં એવી માંગણી કરી કે "જયારે પણ તેણી સંસારમાં પડે ત્યારે તેનો હાથ કબુલ રાખવો." નાજાંને તો તેને માટે બહુજ ઊંચુ મત હતું, અને તેણી પણ શાવક સમાન સંતોષકારક સોહરને હાથ કરવાની આસા રાખતી હતી, પણ તેણી પોતે તેના હાથની માંગણી કરવાને લજવાતી હોવાથી મનમાંને મનમાં મુન્જાતી હતી. હવે આ પત્રથી જયારે તેણીને એક રીતે સંતોષ થયો ત્યારે બીજી રીતે તેણીને ભારે સંતાપ ઉપજયો. તેણીએ વિચાર્યું કે સભ્યતા અને વિવેકના તરીકા પ્રમાણે જો હું બાવાની મરજી પુછવા જઇશ તો તેવણ ખચિતજ ના પાડશે, કારણકે સાવકના બાપ કાંઈ વાડીગાડી કે જર ઝવેરવાલા નથી; અને તેવણની વલાણ ગરીબ ગુણી અને ગ્નાની કરતાં કોઇ ચીકાસદાર તરફ વિશેષ હોવાથી શાવક જેવા સાથીને સદાનો ખોહવાની ફીકરે. આ સંતાપમાં સકડાયલી સુંદરી પીતાની પરવાનગી પુછવાના પ્રશંસાપાત્ર પગલાં ભરવાથી પછાત પડી. અંતે તેણીએ શાવકને સંતોષકારક જવાબ લખ્યો! અને

એ પ્રમાણે આજે નાંજાએ પોતાના સદાના સાથી તરીકે શાવકને હાથ કીધો. !

પ્રિય વાંચક! આજકાલ લગણુના સાટાં જે કારજ કરનારા મોબેદો અને બીજા તે ઉપરજ ગુજરાન ચલાવનારા તેવા મરદ ઓરતથી કરવામાં આવેછે, તેનાં કરતાં આવી પ્રકારના થયેલાં જોડા કેવા અને કેટલા સુખી છે તેનો ખ્યાલ થોડાનેજ આવશે. આપ જોશો કે આ જે કાગલ લખાયા છે તે એકાએક લખાયા છે, તે લખ્યાં અને મોકલ્યા તે દિન સુધીમાં તેઓએ અચ્છી રવેશે એકમેકને તપાસી લીધાં છે, એટલુંજ નહીં પણ પોતાના ગુણ દુરગુણ સોધવાને પણ એકમેકને અચ્છી ટકો આપી હતી. શાવકના તો ખ્યાલોમાં પણ નથી કે આ સદગુણી સરવોત્તમ નાર તેને ભાગ્યે હોય. પણ આ કાબેલ કુવારીકા ઉપર-મુગે મોહડે તેણીની પરીક્ષા લીધા પછી-તેને એક દીવસ એ બાબદ પર સાંત પણે ગંભીર વિચાર કીધા પછી પોતાની મરજી તેને થોડા બોલોમાં જણાવવામાં જરાએ ખોટું કીધેલું અથવા તેની કે નાજાંની કેલવણી યા ખાનદાનને આચકો લાગવા જેવું કશું થએલું આપણે જોઇશું નહીં. સંસારી જીંદગીમાં જોડાવાનો આએ પણ એક સરવોતમ માર્ગ છે જે અલબતાં કાર્જ કરનારાઓની ઉલથાપ ને ભુલથાપ કરતાં તે શેંકડે મરતબે સલામતી ભરયો છે એટલુંજ નહી પણ રોકડા અને રોતીની ભીખ અને ભુખ રાખનારાઓને દુઃખ અને અચ્છો ફટકો લગાડનારો છે. એકમેકના ગુણ દુરગુણ અને ખવાસ તથા સ્વભાવ જાણ્યા વગર અથવા જેને કોઇ દહાડે જોયલા કે ઓલખતા નહી હોય તેવા એક નર કે નાર સાથે સદાના સંસારમાં જોડાવાનો જોખમ કંઈ જેવો તેવો નથી ! પરણીને દુઃખ વેઠવું તે કરતાં કુંવારી જીંદગી લાખ દરજ્જે ભલી જાણવી પણ આજે પરણીને સુખી થવાના બધા દરવાજા કંઇ બોહોલા અને પોહોલા ખુલ્લા નથી ? આજે તો હજારોની ગાંસડી નફટાઇથી માંગવામાં આવેછે, અને શરમછે

કે કંઈક માબાંપો તે કાહાડી આપેછે એવી ભીખ આપનારાઓમાં-થી આજે કોઈ. એમ છાતી ઠોકી બાહાર પડશે કે પોતાના બચ્ચાના સદાના સુખનેજ માટે તેઓ આ પગલા ભરે છે? નહિંજ અને નહિંજ. દેખા દેખીની દોડાદોડ અને છોકરીઓ વધી ગઈ છે એવા તેમના (કેહેવાતા) ખોટા ગભરાટે આજ કાલ પારસીઓમાં આ ભીખ માંગવાની બદીને મરકી મીસાલ વધારી મેલી છે; જે રીટકારભર્યો વધારો આજે કંઈજ નહીં પણ ગરીબ અને મધ્યમ સક્તિના માબાપના નિર્દોષ બચ્ચાઓના બાબમાં સંતાપ પેદા કરનારો અને કરાવનારો થઈ પડયો છે એમ નિશંષય નોંધવું.



## પ્રકરણ ૬ ઠ્ઠું.

## પાક પ્યારમાં પાપી પીડા !

ખરી ખુબસુરતીનો, ઝુંપડીમા પણ વાસ;
છે સમાયલી આસ, સાચી સોભામાં ખાસ.
મોટાની મોટાઇનોજ, નથી તે પર હક;
ધારીછ તે કીરતારે, ઝુંપડી પણ બરહક.

શાવક પોતાના સાંત મકાનમાં સવારે રાએતા મુજબ વેદામા બીકટ અભ્યાસમાંથી વેલાસર ઉઠી ઈશ્વરી ભક્તિમાં રોકાયો હતો. તેટલામાં તેના એક નોકરે તેના સાદા દીવાનખાનામાં દાખલ થઈ ટપાલમાં આવેલુ એક પત્ર તેને આપ્યું. બંદગીથી ફારેગ થતાંજ તેને તે પત્ર ઉખેડયું અને નાઝાએ લખેલા ખુશીભર્યા જવાબથી તે એટલોતો હર્ષીત થયો કે તુરત તેણે ટેબલ આગળ એક ખુરશી તાંણી તેણીઉપર નીચે મુજબ પત્ર લખ્યો.

'કોર્ચીયસ કોટેજ' મહાલક્ષ્મી તા.૧૫-૪-૮૦

**મિસ નાજાં નાનાભાઈ નાણાવટી**

"વરચ્યુઅસ વિલા" મલબાર હીલ

પ્રીય બાનું

આપનાં તા. ૧૨-૪-૮૦ના *મોહક પત્રની પોંહચ મંપ્રિ-યર્થ ૧પરિગ્રહ કરતાં પ્રતિઉત્તરમાં પુર્ણ પ્રેમ સાથે સ્વીકારવાનું એ કે અજાયબી સાથે, અત્યાનંદ ઉપજાવનારૂં જે અસાધારણ મહત્વ માન આપ સરીખા એક ચપલ અને સંપુર્ણ સદગુણી બાનુંએ મને આપ્યુંછે તે પ્રત્યેની મારી ખુશાલીનો ખરો ખ્યાલ મારા બગીચાના દરેક ઝાડનાં દરેક પાંદડાને પણ જો જીભ હોય તો તે પણ આપી ન શકે કેવા ઉદયોગીપણાથી કેટલા ઓસ્તવાર અનુભવથી અને કેવા થાકવી નાંખનારા ઠરાવથી મે આપની હરેક હીલચાલની, ટુંક મુલાકાતોમા જે તપાસ અને ખાતરી કરીછે તેના ગુણી ગુણ ગાવાની ×સુગમ સક્તિ ભાષાની હદ બહેર છે. યાદ રાખસો કે ખુબસુરતી અને મોટાઈ ઉપર મોટાઓનોજ હક નથી, પણ તે કરીમે કારસાજે મારા જેવા મીસકીનોના મકાન માટે પણ તે માન પુર્વક ધારીછે. સત્ય માનસો કે બાહેરના દેખાવની ખુબસુરતી અને ડોલધાલુ દાહાપણ કરતાં, અંતકરણની હરેક ઉછલતી આસાઓને સદા સમાવનારી સાચવનારી એક નર કે નારીની સાચ્ચી સોભા, જેમ એકમેકની હર્ષિત હાજરીમાં સુખ અને સંતોષ પ્રાપ્ત કરે છે તેમ એકમેકની ગેરહાજરી સંસારને ઉજ્જડ અને ઉદાસ બનાવે છે, અને તેવી એક ખરી ખુબસુરતીની, એવા એક સર્વોત્તમ શુખની—તે માલેકની મહાન બક્ષેસથી મારૂં મીસકીન મકાન ખાલી ન જોઈશ એવી આજે મને ધીરજ મલીછે. આપણા ભવિષના સંસારને શુખી કરવાની ખાતરીમાં આપ જે કાલજીથી કોલ આપોછો તે વફાદારીના વચન ઉપર હું વ્હાલ સાથે વિશ્વાસથી જોઉછું અને જોઈશ, અને તેનાં હેશાનમાં તેવીજ સંભાલ અને ફરજથી મારી જીંદગીના છેડા સુધી વરતવાને હું તન મન ધન અને જાન સાથે તૈયાર રહીશ.

---

*મોહ પમાડનારૂં ×પ્રીતી સાથે ૧કબુલ ×સેહેલી.

ખુદા આપને આપના સદ્દગુણો ઉપર સદા સરદારી ભોગવવાની સારી સહમજ શક્તિ આપે એજ મારી અભિલાષા, જીજ્ઞાસા અને અપેક્ષા, સાથે આશિષ છે.

મને માનછે પ્રિય બાનું.
સદા સાચો સાથી થવાને આપનો
**સાવક સોરાબશાહ સકલાથવાલા**

શાવકનું આ ટપાલમાં નાખેલું પત્ર નાજાંને બીજે દીને સવારે મળ્યું. અરસપરસ વફાના વચન અપાયા પછી તેઓની મોહોબત ની મોસમ હવે વધુ સારા આકારમાં ખીલી નીકળી. તેઓનો પ્યાર પરસ્પર મજબુત હતો અને તેમાં પાપ કે પ્રપંચ જેવું કશું ન હતું. તે પ્યાર ખરેખર પવિત્ર અને નિષ્કલંક હતો, અને જેમાં અઘટિત આચરણ જેવું કસું નથી હોતું, તેવા પાક પ્યાર પર તેપાક પરવરની હંમેશા અમર છાયા રહે છે.

તેઓની પેહેલી પીછાનમાં શરૂઆતની મુલાકાત જે અગત્યની અને જવલેજ ગણાતી તે હવે રોજની, સાધારણ અને ચાલુ થઇ પડી, એવો તેઓ વચ્ચે ધાડો ધરોબો બંધાયો હતો. આ તેઓની મુલાકાત ખાનગીજ હતી અને તેઓ વચ્ચે આવી પુખ્ત પવિત્ર પ્રિતી બાઝી છે એનો નાનાભાઈ શેઠને ખ્યાલ પણ ન હતો.

એકવાર બાગનાં સુંદર પાછલા ભાગ ઊપર આવેલા એક સુંદર કયારા નજદીક આંબાના એક ઘટાદાર છાંયડા હેઠલ નકસીદાર કોખંડની બેઠક ઉપર તેઓ પરસ્પર પ્યારથી પણ અલબતાં અદબ અંજાથી વાતો કરી મન રીઝવતા હતા. એટલામાં બંગલાના આગલા ભાગમાં વીકાજીવકીલ દાખલ થયો! તે દીવાનખાનામાં દાખલ થયો ખરો પણ નાજાં નજરે નહીં પડવાથી બાગમાં હશે એવું ધારી તે ફરતો ફરતો તેઓ બેઠા હતા તે તરફ આબાદ એકાએક આવ્યો! તેની તરફ નાજાં અને શાવકની પીઠ હોવાથી તેઓએ તેને જોયો નહી, જેથી તેઓ નિરદોષ પણે ખાલેશ ખ્યાલથી વાતો કર્યા કરતા હતા.

વીકાજીની વીક્રાલ ચશમોમાં, નાજાંને એક પારકા પુરૂષ સાથે લગાર છુટથી જોઈ, હસદનો આતસ સલગી ઉઠયો, તે છુપી રીતે એક ઝાડ હેઠલ ઉભો રહી ધડકતી છાંતીએ અને કચકચતા દાંતે તેઓની નીચલી ગુફતેગો સાંભલવા લાગો

"સાચા શાવક" નાજાં તેનો હાથ હેતથી પોતાના નાજુક હાથમાં લઈ બોલી "ગમે તે કહો પણ હું તમારીજ આજ્ઞાંકિતછુ અને આયન્દે તમારીજ થઈશ. જોકે તમારી સાથની મારા પ્યારની ની વાત પોતાની જાણમાં આવતાં બેશક હું ભારે ખોફમાં ખેંચાઈશ, તોપણ અનેક યુક્તિઓથી હું તેઓને સમજાવી સાંત કરીશ અને આખરે તમો અસીલજનીજ માનીતી મોહોરદાર થવાને નસીબવાન થઈશ. અફશોશ! મારા પિતા ગુણ નથી જોતા પણ પૈસા જોયછે, અને વધારે સંતાપ એજ છે કે તેમ છતાં તેઓ મારા સુખનો સંગીન વિચાર કેમ નથી હૈડે ધરતા!

"મારી માનીતી નાજા" તેણીનું સાંભળી લઈ વ્હાલથી ઉછલતા જુસ્સાના જીગરે નાજાંનો હાથ ધરી શાવકે કહ્યું "હું ભાગ્યશાળી છું કે તું સમાન એક તવંગરજ નહીં, પણ સદ્ગુણી શીખેલી અને સોભાયમાન સુંદરીની મરજીનો થઈ પડી ભવિષમાં એક ભલી ભાગ્યણનો ભરથાર થવાની ભારી ઉમેદ ધરાઊછું. હું ફરી એક વાર એકરાર કરૂંછું કે હું સદા તુંને વફાદાર રહીશ અને તે મારા વફાના વ્હાલના વચનને આજે તારા બરફ સરીખા સુફેદ હાથપર સાચા ચાહાના એક ચુંબનથી હું સતનું સીલ કરૂં છું કે હું જીંદગી સુધી તારોજછું અને તારોજ રહીશ."

"ખુદા તે આપણી ઉમેદના ઝાડોને ફળ લગાડે. અને ખુદા આપણો નેગેહબાન થઈ આપણને સારી બુદ્ધિ હરદમ બક્ષે." નાજા પીતા આવવાની ધાસકીથી આ સબ્દો સાથે શાવકથી છુટી પડી બંગલામાં દાખલ થઈ.



## પ્રકરણ સાતમું.

## છુપાઈ રેહેલો વીકાજી.

નથી પાક મકાને તું પાપીનું કામ,
કાપ ઝેરી જબાન લેવા શાવકનું નામ.
તે જ્ઞાની ગુણી મુજને લાયકનો નર,
રહે દુર તેના ઓળાથી બદ તુંજ નજર.
નથી દરકાર-બુરા! તુંજ બદનામની,
નથી ફીકર--નીચ! તુંજ બદકામની.
દુર થા. બસ એકદમ ત્યાંથી બેશરમ,
નથી રાજી જોવા કદમ કે ચશમ.

વિષવાળુ વ્હાલના વિચિત્ર વમલમાં વકીના વચન સાથે વિંટળાયલાં આ વિવેકી વહાલાંઓના છુટા પડયા પછી છાંયડે છુપાયલો વીકાજી તેઓ વચ્ચેની વાતચીતથી ગુસ્સામાં બાહારઆવ્યો.

નાજાં સાથેજ પરણુવાની અને એવી એક સુંદરીને સેહેજ અને સેહેલમાં હાથ કરવાની દરેક ઉમેદ અને વકીના હવાઈ કીલ્લાઓમાં તે પોતાને આજ સુધી જે સલામત સહમજતો હતો તે મિથ્યા મગરૂરીના મેહેલની બુદ્ધિહીન બારીમાંથી તેની દ્રષ્ટીએ દીઠેલા આ દેખાવથી આજે તેની ઉમેદના કોટનો નાશ થયો.

નિરાશીના આ પેહેલા પણ સખત ફટકાથી તે એટલો તો ખીજવઈ ગયો કે નાજાંની આ ગેરવર્તણુકની નાનાભાઈને ખબર કરવાનો તેણે પેહેલો પણ પોકળ ખ્યાલ સુઝયો, અને તેવાજ ખ્યાલ અને અભરાસના વિચાર સાથે હવે આ છુપાયલો છાલકો છાપડું છોડી બંગલામાં ગયો.

લગભગ છ વાગ્યા હતા! નાનાભાઈને બંગલે આવવાનો વખત પણ થયો હતો; તેટલાં શાવકથી છુટી પડી નાજાં જેવી બંગલામાં આવી કે તુરતનીજ પ્રસિદ્ધતા પામેલી એક ઈંગ્રેજી વારતાની ચોપડી લેઈને વાંચવા બેઠી, પણ થોડી પળમાં વીકાજીને દાખલ થયેલો જોતાંજ તેણીએ તુરત ઉઠીને રાએતા મુજબ એક ખુરશી રજુ કરી તેને આવકાર દેવા સાથે સભ્યતા ખાતેર પોતાના હાથમાંની ચોપડીને પાછી તેની જગાએ મુકી વીકાજી સાથે વાતચીત કરવા માંડી.

પણ વીકાજીના ભેજામાં તો આજે ભુત ભરાયો હતો જેની બીચારી નાજાંને કંઈપણ ખબર ન હતી. તેણી શું જાણે કે વીકાજીએ શાવક અને તેણી વચ્ચેની થયેલી મુલાકાત તથા વાતચીત સાંભળી હતી? તેણીતો એમજ ધારતી હતીકે તે સર્વ, એક તે પરમેશ્વર અને બીજા તે બન્ને શિયાય ત્રીજું કોઈ જાણતુ નથી! પણ શું તેણીની આવી મનોરથ ખરીહતી? નહીંજ. વીકાજીએ દીઠેલા દેખાવથી તેના દીલમાં બહુજ અધીરાઈ સમાઈ હતી, જેથી તેને જયારેનાજાંએ આવકાર માટે ખુરસીઆપી, ત્યારે તેને હમેશના કરતાં જરા દુરથી મુકી લગાર ઠસ્સામાંજ બેઠો.

નાજાં તેની રાએતાની રીતભાત કરતાં આજે વિચિત્ર વલણ જોઈ વિસ્મય પામી. પણ તેણીની અજાયબી થોડીજ પળની હતી કાંકે વીકાજીએ ઠસ્સામાંજ બેસતા લગાર ઠપકાભરી ઢબમાંજ ઉભરો

કાહાડયો કે "કેમ? તમો ત્યારના કયાં ગયા હતા? હું આખો બંગલો ફરી વલ્યો પણ તમો નજરે પડમાં નહીં! આખરે બંગલામાંથી બાગમાં ફર્યો તો ત્યાં પણ નહીં મલે તે ગયા હતા કયાં?

"હું બાગમાંજ હતી અને ત્યાંથીજ ફરતી ફરતી હમણા થોડી પળ થઈ આવી બેઠી કે તમે આવ્યા" નાજાંએ ટુકમાં પતાવ્યું.

નાજાંના આ જવાબથી તો વીકાજી શેઠ તપી ગયા. તેવણે જોયું કે ગુસ્સાથી બોલશુ તો નાજાંપર અસર થશે એવું ધારી જુસ્સાથી બોલ્યા "તમે ખરૂં બોલો છો? ઘણુજ દુઃખ ભરયું છે કે મેં તમોને એક લુચ્ચા અને ટચાક પારસી પોરીયા સાથે પેલા દરાખનાં માંડવાની પાસે લોખંડની બેઠક પર બેસી વાતો કરતાં જોયા છે અને સાંભલ્યા છે. જોશો ના કુહોની? યાદ રાખજો નાજાંમાંય કે તે હલકાના હાથમાં હાથ આપસોતો પુરેપુરા પસ્તાસો.

"વીકાજી"! નાજાં પોતાના મકાનમાં આ બેઅદબ માણસની આવી નાલાયક વર્તણુક માટે સખત સબ્બુનોથી ગુસ્સામાં બોલી. "એક લાયક અને પરોપકારી જવાનને વગોવવા અને તેની નીચ નીંદા કરવાથી તમારી ઝેરી જબાનને ખુબ સંભાળજો. અમારી વાતની તમો માહીતી બતાવો છો તો હું જરા પણ ધાસતી વગર કબુલ કરૂ છું કે અલબતાં હું તેની સાથે બેસી વાત કરતી હતી, પણ તમો મારી પાસે બેસી તે લાયક જવાનને માટે કંઈ પણ વધુ અણઘટતું બોલસો તો આ મકાન છોડી જવું ભારી પડશે. એવી બારીક બાબદો સર પરપુછ કરવાને તમોને બીલકુલ અધિકાર નથીજ, અને તાકાદ નહી તમારી કે તમો એવી એકપણ બાબદનો હરફ પણ કાલડો મારા પીતાના એકઆબરૂદાર મીત્ર તરીકે તમોને આજ સુધી હું પીછાણુતી હતી અને આવકાર આપતી હતી ત્યારે તમોને લાજમ નથી કે મારી ખાનગી બાબદો માટે તમારો અવાજ આવા હલકા આકારમાં સંભળાવો. તમો શું જોઈને બોલ્યા કે તે 'એક લુચ્છો ટચાક છે' તમારે ખચિતજ સરમાવું જોઈએ અને અકકલ રાખી વિચારવું જોઈએ"

નાજાંએ છેલ્લા બોલો બહુજ તિરસકાર અને ઝનુન દેખાડી બોલી બતાવ્યા. જેથી વીકાજી વધુ ઊશકેરાયો. તે હવે માન અને વિવેક છાંડીને એકદમ તોછડાઈ વાપરવા લાગો અને કહ્યું" નાજાં! અરે! શાવક લુચ્છો છે એટલુજ નહી પણ તે એક તદન બેઅકલી ખુબખ

આયલોછો. તે એક તરકટબાજ અને હીચકારોછે. બોલ હવે શું કહેછ

"વીકાજી! મર્યાદાથી અને મોઢું સંભાલીને વાત કરો" નાઝાએ? નેણ ફેરવ્યાં. "જે હીનપરસ્તીભર્યા અપશબ્દોથી તે નીર્દોષ જવાન ઉપર તમે હીચકારો હુમલો કરોછો તે સર્વમાં ફક્ત મારી તરફથી સંપ્ર ધીટકાર ઉમેરી હું તમોનેજ તે લાગુ પડતાં જણાઊં છું. ખુબ ખાતરી થી હું સમજી ચુકી છું કે તમોને આજે એટલું બધુ દુઃખ શાનું લાગ્યું છે.? તમારી શરમભરી નીચ નેમ હવે અજવાલામાં આવીછે કે આ પાક મકાનમાં તમે મીત્રભાવે આવજાવ રાખી તમારા મનમાં પાપી મકશદ ધરાવો છો પણ યાદ રાખજો કે કદી મારા પ્રાણનો મને ભોગ આપવો પડશે તો તે માટે હું પોતાને ખુશી સાથે તૈયાર જોઇશ પણ તમારા જેવા બાહારથી નેક દેખાતા અને બાતેનથી ખવીશની અશલતના બદકાર જવાન સાથે તો મારો સુખી જીવ હું ધૂલ મેલ વનારી નથીજ. મારા બાપીકા મકાનમાં આવજાવ રાખનારા મારા ખાશ બાપીકા દોસ્તોને મારા ભાઈ બલકે મારા કાકાઓ સહમજ વાની મારી પવીત્ર ફરજ છે અને નહી કે તમારા જેવા પાપીઓ માફક હું કંઈ હલકો અને નીચ વીચાર રાખું? તે ગરીબ તે ગુણી અને તે જ્ઞાની જવાનને હું અલબતા જીગરથી ચાહું છું અને જાવેદાન ચાહીશ તે નોંધી રાખજો."

"જીગરથી ચાહું છું અને ચાહીશ" એ બોલ સાંભલતાંજ વીકાજી નરમ થઈ ગયો, અને તદન ફીક્કો પડી જઈ નાઝાના હદેશાથી હદરી તે ગફલઈ અને ગભરાઈ ગયો. તેની આટલી બધી દોલત, દોરદમામ, દેખાવ અને વગ છતાં તેના જેવાના હાથમાંથી આ સદગુણી ખરેજ લાયક નાર તેનેથી ઉતરતી પદવીના જવાનને હાથ જાય એજ એકલા ખ્યાલે વીકાજીના ગુસ્સા ઉપર સરસાઈ મેલવી તેને હવે એકદમ સાંત કરી નાંખ્યો નાઝાંના છેલા જવાબથી તે હવે પરીતાપ*માં પડયો અને પોતે કીધેલી બેઅદબ હુલડાઈ માટે આજરપસાઈથી માફ માંગવા લગ્યો.

તેને આ પ્રમાણે કાલાવાલા કરતો જોઈ નાઝાં તોરમાંજ બેઠી અને તેને તુરત ત્યાંથી ઉઠવાની અને મકાન છોડી જવાની એકદમ તાકીદ કીધી. આથી તો તે હવે વધુ આજીજી કરવા લાગયો. તેણે નાઝાંના વગર કેહેવેજ માંગી લીધું કે તે એ વાત નાનાભાઈ શેઠને કેહેનાર નથી, પણ તેના બદલામાં તેને હવે ઘણીજ નમનતાઈથી

---

* પરીતાપ પસતાવો.

તેણીના હાથની માંગણી કીધી અને એટલા સુધી જણાવ્યું કે તેણી જો પોતાનો હાથ નહી આપશે તો પછી આખર બહુજ પસતાસે"

પ્રીય વાંચક—આ વીકાજી શેઠનો નાજાંને અચ્છો અનુભવ હતો. તે ગમે તેવો બાહેરથી મોભાદાર દેખાતો પણ બાતેનથી તો લુચ્ચો અને કુછદી હતો. તેણીને વીકાજી ઉપર આ સર્વ પેહેલાંજ તીરસકાર હતો, કારણકે એક દીને નાનાભાઈના કેહેવાથી તેવણના આરીસ ગયા પછી તેણીએ પોતાની દાસી પાસે એક રૂપેરી થાળીમાં નામોચી કેરી ભેટ મોકલી જયાથી આયા ગુસ્સામાં આવી તેણીને કેહેવા લાગી કે "બાઈ! હવે હું વીકાજીને ત્યાં કદી જનાર નથી કારણકે તેણે મારી નાલાયક મશકરી કીધીછે." આ ખટપટ પછી, આયાને વીકાજીના ઘરમાં રેહેતી એક મરાઠા ઓરતની ખબર પડી જેથી તે પોતાની બાઇને મજબુત તાકીદ આપતી હતી કે વિકાજીથી જેમબને એમ દુર રેહેવું. આ ઉપરથી નાજાં તેને ઘટતો આવકાર આપતી હતી ખરી પણ તેની સાથે જરા પણ છુટથી વાત કરવાથી તે દુર રેહેતી. વીકાજીએ સાવકને માટે સંભલાવેલા સખુનો નાજાંએ એનેજ પાછા લાગુ પાડયા તે એજ હેતુથી કે તેણીની સારી રવેસે ખાતરી હતીકે વીકાજી પોતે આટલો બધો બુરો છતાં શાવકની અદેખાઈ કરીને તેને મારી નજરમાં હલકો પાડવાના પ્રપંચ કરે છે.

વીકાજીની માંગણી નાજાંએ ધીક્કાર સાથ ના પાડી, તેને બસ હવે તેણીથી દુરજ રેહેવું એવી તાકીદ કરી નાજાં તેને ત્યાં પડતો નાખી બીજા ઓરડામાં જવાને ગુસ્સામાંજ ઊઠી; જે જોતાંજ ફજેત થયલો વીકાજી પણ ત્યાંથી મુછપર તાવ દેતો ઘસારા બંધ ચાલી ગયો.

---

## પ્રકરણ આઠમું.

## નાજાંનું માંગું.

દુન્યાની દોલત કુલ મને મલે,
અને થાઊં એકલો માલીક અચુક:
તોપણ હું છોડું નહી કદી તને,
મારી પ્યારામાં પ્યારી માશુક.

વિકાજીના ગયા પછી થોડીજવારમાં નાનાભાઈ આરીસથી આવ્યા. નાજાંને વિચારમાં ગરક જોઈ તેવણે પુછયું, "કાંય નાંજાં આજે દલગીર કેમ છે?" "નહી બાવાજી, જરા તબીઅત ઠીક નથીજી." નાંજાંએ ટુંકમાંજ પતવ્યું.

વિકાજી ઘર ગયા પછી સાંત સ્વભાવે ભારે પસ્તાવામાં પડયો કે નાહક નાંજાં સાથે છોડતી સોધી તેણીની ખફગીમાં ખેંચાયો, કારણકે તે જાણતો હતો કે તેણી શાવકને ચાહતી હતી તોપણ; નાનાભાઈને સમજાવી પોતાનું કામ કાઢી લેત તો તેમ બની શકત પણ હવે ખટપટ થયા પછી તેમ બનવું તેને લગાર કઠણ ધાર્યું. આવી વમાસનની વેળા તેને એકજ ખ્યાલ સુઝયો અને તે નાનાભાઈ ઉપર એક કાગળ લખી તેમાં નાજાંના હાથની ખુલ્લી માંગણી કરવાનો હતો. જંજાલમાંથી જીવ મોકળો થાય અને જે તે નિકાલ આવે હેતુ અને હાવભાવથી વિકાજીએ નીચલો પત્ર લખી ટપાલમાંનાંખ્યો:--

ખંબાલા હીલ મુંબઈ તા. ૨૯-૪-૮૦

સદા મમતાળુ લાયકીવાલા મુરબ્બીજી

**શેઠ નાનાભાઈ નશરવાંનજી નાણાવટી**

"વરચ્યુઅસ વિલા" મલબાર હીલ

માનવંત મુરબ્બીજી મારા,

ઉમેદ છે આ પત્ર આપણે સારી સુખાકારીમાં હાથ લાગશે, અને તસદી પ્રત્યે ક્ષમા કરશો.

જોકે આ પત્રથી આપ અચરત તો થશો ખરા, પણ તે મધેની એબારતથી વાકેફ થશો ત્યારે વગર ધીલે કબુલ કરશો કે તે બાબદ મોઢે મોઢું કેહેવાને એક નફટ આદમી પણ લજવાય વિના રહે નહીં, તો એક આબરૂદાર આસામી સરમાય તેમા શી નવાઈ?

મારા છુટાપણા માટે અંતઃકરણથી દરગુજરે ચાહતાં જે ગંભીર બીના હું જણાવવા ચાહું છું તે એ છે કે આપણી વાહલી બેટી નાજાંને હું અંતઃકરણથી ચાહું છું માટે તેણીનો હાથ મારા હાથમાં આપી સંસાર સુખની ખરી ભાગ્યણ બનાવવાને આપ મેહેરબાન થશો?

આશા છે મારી ઉછલતી ઉમેદના ઉધરતા ઝાડને આપણી માયા મમતાનાં પાણીથી ફલદાર બનાવી આભારમાં લેશો.

આપણાં જવાબની અભિલાષાથી રાહ જોઈ ખતમ કરે છે પ્રણામ સાથે,

આજ્ઞાંકિત આપનો,

**બીકાજી બમનજી.**

વકીલ—હાઈકોર્ટ.

નાનાભાઈ સહવારે ચાહ નાસ્તો કર્યા પછી રાબેતા મુજબ મુંબઈ ટાઈમ્સ વાંચતા હતા તેટલાં સીપાઈએ એક પત્ર (ઉપર લખેલું) આપ્યું જે ઉખેડી તેવણે અચરતી સાથે વાંચવા માંડયું. નાનાભાઈનો વીકાજી ઉપર સારો ચાહ હતો અને તેથી નાજાંને બોલાવી ભારે હરખ સાથે તે કાગળ તેણીના હાથમાં આપ્યું. નાજાંએ ધ્રુજતાં દીલે તે અરધું વાંચી ફરજ્યાત કંટાળા ભરી મેહેનતથી તે કાગળ પુરૂં કીધું.

આફીસ જવાની અગાઉ નાનાભાઈ શેઠ એક કુશાદે ખુરશી ઉપર બીરાજ્યા, અને નાજાંને બોલાવી પોતાની સામે લાલ મખમલની એક સુંદર ખુરશીપર બેઠક આપી. કારજની વાત સારૂ જ તેણીને તુરત બોલાવવામાં આવી છે, એમ નાજાં એક લેહેજામાં ચેતીગઈ. નાંજાએ બેઠક લીધા પછી નાનાભાઈએ થોડા દીવસ ઉપર કાઢેલા હુકમ મુજબ ત્રણ જવાન્યામાંથી કોણ ઉપર તેણીની પ્રસંસા ઉતરી છે તે જાણવા ચાહવાને તેવણે નાજાંને પુછ્યું "કેમ દીકરી નાજાં, મે તે દહાડે તુંને ખુલાસો પુછયો તેનુ કેમ ?"

"બાવાજી હું શું બોલુ" નાજાં સરમાળપણે એટલુજ બોલી ચુપરહી.

"હુંતો આસા રાખતો હતો" તેણીના ટુકા જવાબથી તેવણે આગલ ચલાવ્યું "કે તેં ત્રણમાંથી એક નામ પસંદ કર્યુંજ હશે. જો દીકરા એવા પૈસાદાર જમાઈ બીજા મલનાર નથી. તુંને તારી જીંદગી સુધી સુખ દેખાડે એવા તેઓ છે. મારૂ મત માંગતી હોય તો હું વીકાજી માટે ભલામણ કરૂંછું. કારણ તે પૈસાવાળો અને હોદ્દાવાળોછે" એટલુ બોલી તેણી શુ જવાબ આપેછે તે સાંભલવાની રાહ જોતાં નાનાભાઈ ચુપ બેઠા.

વાંચનાર તે નિરદોષ નારનો અંદરનો ભેદ જાણેછે એટલે તેણીના વગર બોલવે નીચી નજરે ચુપ બેસી રેહેવાનું કારણ તેઓ સેહેલમાં સહમજસે.

લગભગ બે મીનીટ સુધી નાનાભાઈએ તેણી તરફ જોયા કીધુ અને પછી કંઈ વિચાર આવ્યો હોય તેમ ઉઠી દીવાનખાનામાં આમથી તેમ ફરવા લાગ્યાં—એવા હેતુથી અને એવું બતાવા કે જાણે તે નાજુક નારને હજીપણ વિચાર કરી લેવાની તેવણ ગોયા જોગાવાઈ કરી આપતા હોય! પણ નાજાં તો બીચારી નીચેથી ઉંચુ જોઈ શકી નહી. તેણીને ખાતરી હતીકે આવક સાથનો તેણીનો બંધઈ

મુકેલો પ્યાર તેવણુની જાણુમાં આવતાંજ તેવણુના ગુસ્સાની લગામ હવાપર ઊડવાની. પોતાના બચાવ તરીકે કીયું હથીયાર હવે આગલ ધરવું તે તેણીને સુઝયું નહી. તેણી એક બનાવટી પુતલાપેરે મુગી બેસી રહી અને પોતાની ઊપર આવી પડેલી તે બારીક સંકડામણ-માંથી છુટવા સારૂં તે પરવરદેગાર પાસે મનમાં દુવા ચાહવા લાગી.

દસ મીનીટ સુધી ફરી રેહેવાબાદ નાનાભાઈ પાછા પોતાની ખુરસી ઉપર બેસતાં નાઝાંને પુછયું "કેમ દીકરી શું ધાર્યું ? જેતે એક જવાબ જણાવ કે તે મુજબ આગલ ગોઠવણ કરવાને બની આવે" પણ નાઝાંજવાબ તે શું આપે ? આખરે મ્હા મુશકેલીથી બીહીતી ધ્રુજતી બોલીકે "અફસોસ,! બાવા, મેં જવાબ જેવી જગા બાલવીજ નથી.

"એટલે—એટલે" તેણીનું બોલવું સહમજ નહીં પડવાથી તેવણ પુછવા લાગ્યા. "તારૂં બોલવું હું સહમજતો નથી. દીકરા તું બીહી ના. ખુલાસેવાર બસ જણાવ."

"બાવા—મને માફ કરો" નાઝાં એકદમ જોશભેર ઉઠી તેવણના પગપર પડી હાથ જોડીં માફ માંગી, ડચકા ખાતી બોલી "મેં તમારો, ભારે ગુનાહ કર્યોછે."

"એવો તે શું ગુનાહછે" ! તેવણે અચરતીથી પુછયું.

"મેહેરબાન પીતા" દધાઈ ગયેલી નાઝાં આંખમાંથી મોતી સમાન આંજુંઓ ખેરવતી બોલી "મેં લાઈલાજે તમારી મરજી ને રજા પુછયા વગર બીજે ઠેકાણે એક લાયક જવાનને મારા હાથનું વચન આપ્યુંછે, અને હવે અફસોસ હું કસુ કરી સકતી નથી"

"હેં ! એ તુ શું બક્ચ" નાઝાંના આ બોલો બંધ થતાજ તેવણ તપી ગયા. 'એકદમ બોલ, હું તો ધારૂંચ કેતારૂં મગજચસી ગયુંછે.,

"બાવાજી" નાઝાં દચકા ખાતી બોલી "સાપુરજી સકલાત-વાલાના શાવક અરે ! જેણે મને ભયંકાર અકસમાતથી બચાવીછે તેનામાં પુર લાયકી અને સદગુણ જોવાથી મે પુખ્ત વિચારથી તેને મારો હાથ આપ્યો છે, તેથી પગે લાગીને માંગી લેઉછું કે મારા ભવિષના ભલા સુખની આડે આપ હવે નહીજ આવશો.

"મુગી મર. બુગખ દુકતી" તેણીની આખી ઉમરમાં કોઈ દીન તેણીને અપશબ્દ બોલ્યા ન હતા તેજ પીતા આજે આવો

ખરો ખુલાસો સાંભલતાંજ હદબાહેર ચીરડાઈ ઉઠી બોલ્યા. "મુંઈ તું મારે પેટે પેદાની પડતી! આએ તેં શું કામ, કીધું! એક ખરા મુરખ જેવા છોકરાપર તું શુ જોઇને મોહીત થઈ મુઈ! અરે! મારી આબરૂને એવા હલકા જેવા સાથે પ્રીત બાંધીને તેં હીનપસ્તી લગાડીછે. એકેક કરતા ત્રણ ત્રણ લાયક જવાનોમાંથી એકનો હાથ ધરવાનો છોડી દેઈ એક હલકી પદવીના લુખ્ખા પોરીયા સાથ તું કોણુની રજાથી બંધાઈ ચુકી! નહી. નહી. હું તારૂં કંઈપણ કેહેવું કે કાલાવાલા હરગીજ સાંભલનાર નથી. સાંભળ! આખેર તુંને એ ત્રણમાંથીજ એકને પસંદ કરવોપડશે. શું એવા પૈસાવગરના ઉછાછલા અને સીખવા જતા પોરીયાને હું મારો જમાઇ કરૂં? કદી બનેજ નહી. બનવા દેવાયજ નહીં."

"બાવાજી" નાજાં આસતેથી પણ બહુજ કરગરીનેબોલી "એક લાયક જવાનને તમો કાંય નાલાયક સબ્દોના તીરોથી નાહક વિંધોછો! તમે તેને પુરો પીછાણતા નથી, અને પુરો નહીં પીછાણતા હોવાથીજ તમો પરવાનગી આપવામાં પછાત અને આટલા કરોધમાનછો. બાવા હું તો કોલથી બંધાઈ ચુકીછું, એટલે આ પ્રાણ જશે તોપણ વીકાજી જેવા એક સંફેદ ઠગનો હાથ ધરી મારી મરજીના મારા સાથી શાવક તરફ બેવચની તો બનીશ નહીજ."

નાજાંનું આ બોલવું સાંભળતાંજ નાનાભાઈનો ગુસ્સો તેવણથી તપાસી સકાયો નહીં. તેવણ હવે એકદમ વધુ ઉસકેરાયા. અને જે દયા ઉપજાવા જેવી હાલતે, રડતી ચશમે અને ધ્રુજતા દીલે નાજાં તેવણના પગ આગલ મુહણુ મંડીએ પડી રડતી હતી તેણીને પોતાના હાથનો આંચકો મારી હંકેતી કાઢી, જ્યાથી તે કમનસીબ કુવારીકા ઉઠીને પોતાની ખુરશીપર દચકા ખાતી બેઠી.

"શું બોલી" નાનાભાઈ તેણીને હાથનો આંચકો મારી ઉઠતા ઉઠતાં બખાર્યા. "અરે કમઅક્કલ દુકતી! મેં તુંને દરેક રીતની કેલવણી આપી, લાડ તેમજ ઘટતી છુટથી ઉઘારી ત્યારેજ તેં આજે આવો ઠરાવ કીધો કેની? ચાલ નીકલ. આએજ ઘડી તારૂં કાળુ કર. તુંને મારા મકાનમાં રેહેવું સજાવાર નથી તેમજ મારે તારા જેવી નાફરમાન અને નીમખહરામ દુકતીને રાખવી પણ લાજમ નથી. તું જીવી તે કરતાં બાલવયેજ મુઈ હતે તો બેહેતર. ! હજુરબી તું જો તારો ગાંડો વીચાર ફેરવશે તો ભલે ભલું જાણજે અને નહીતો

તું જેવી છકેલ છોકરીને કપડાપરજ મારા બંગલામાંથી કાઢી મુકી હમેશની મારા આસરાથી અલગી રાખશ! તારે જોઈએ ત્યાં જજે. મારે મનશે પછી તું જીવતી અને મુવેલી સઊ સરખુંજ છે” આ તેવણનું નાહનું પણ તીખ્ખા શબ્દોનું સંભાષણ તેવણે બેહદ ગુસ્સામાં કર્યું અને તુરત પાઘડી પેહેરી ડગલાના બતન દેતાં દેતા ગાડીમાં બેસી આફીસમાં ગયા.

---

## પ્રકરણ નવમું.

## નિર્દોષનો વાલી ખુદા!

---

નિર્દોષનો વાલી છે પરવરદીગાર,
દીન અને દુનિયાનો પેદા કરનાર.
ઉતર્યો હોય જેનીપર ફાકટનો કેહેર,
સદા ઊતરેછ તેનીપર ખુદાની મેહેર.
તેજ એકલો બીતા છે દુઃખમાં રફીક,—
ને છે હરકોઈ મોજમજાના સુખમાં શરીક.

નીર્દોષ બીચારી નાજાં! અરેરે કમનસીબ!! ખરેજ દુઃખી!!

પોતાના પીતાના સીધાર્યા પછી તેણીએ ગંભીર ધાર કર્યો, અને આવા સંકટના વખતમાં પણ વફાદાર રેહેવાને અને એવાં એક લુચ્ચા જવાનને નહીંજ પશંદ કરવાને તેણીએ મક્કમ ઠરાવ કર્યો,

આ ઠરાવ વખતનો તેણીનો દયા ઉપજાવનારો દુઃખી દેખાવ તેણીનો ગભરાટ, અને તેણીની આજુંઓથી અંજાઈ ગયેલી ચશમોના બારીક ચીતારને એક નાફેશ કલમ નહી પણ એક કાબેલ ચીતારાની પીછીજ પુરતો ઈનસાફ આપી શકે. આવા વખતમ હવે તેણી પોતાના સઘળા સુખ, મોજ અને જાહોજલાલીને છેલી સલામ કરવાને તૈયાર થવા ઊઠી!

વાંચનાર ભુલી ગયા ન હશે કે નાનાભાઈ આફીસ જતી વખતે કહી ગયા હતા કે જો તેણી પોતાનો ઠરાવ નહીંજ ફેરવસે તો તેણીને બંગલા બાહેર કપડાપરજ કાઢી મુકવામાં આવશે. ખચ્ચીત, નાનાભાઈમાં જો કંઈબી અદગુણ હોય તો તેવણનો પાજી, કડક, અને જીદ્દી સ્વભાવ તેની પ્રગટ સાહાદત પુરતો. જે બોલ તેવણના મોઢામાંથી નીકળે તે તેવણ બજાવવાનાંજ,—એવા એકજ ઠરાવ અને એકજ બોલના માણુસ આ નાનાભાઈ હતા.

નાજાંએ મકાન છોડી જવા આગમચ પોતાના સઘળા ઊભરા

અને ભરાઈ આવેલી છાતીને હાથમાં એક કલમ લેઈ માત્ર નીચલા એકજ કાગલમાં તે સર્વ ખાલી કરી, તે કચોઘડીયાના કાગલને પોતાના પીતાની ટેબલ ઉપર ગંભીર ચેહેરે પડતું મેલ્યું.

"વરસ્યુઅસ વીલા" મલબાર હીલ તા. ૩૦-૪-૮૦
સદા સરતાજ મુરબ્બીજી.

નાનાભાઈ નસરવાનજી નાણાવટી

ક્રોધી પીતા માહરા,

ખુદાનેજ ખબર છે કે કેટલાં ભારી દુઃખથી અને કેવી રડતી ચશમોએ હું આ દાહક પત્ર લખું છું. આજના દીવસને હું મારી જીંદગીમાં ખરોજ કમબખ્ત વખત ગણુંછું, અને ઈચ્છું છું કે મારાજેવી એક ખરેજ નિરઅપરાધિ નારને તે કરીમે કારસાજ નાહક વિપતી વેઠવાને હવે વધુ જીવાડે નહીં. લાયક લાડ, વાજબી વ્હાલ, મર્યાદાભરી મોજ અને છાજતી છુટ સાથે વીસ વર્ષ આપના આસરા અને આભારમંદ શીરછત્ર હેઠલ ગુજારી આજે આપથી નહીં ધારેલી રીતે છુટા પડતાં મારૂં જીગર ફાટ ફાટ થાય છે. મને ઊંચા પ્રકારની કેલવણી આપી મને સદ્‌ગુણના ઝરા જેવી નીરમળ નાર બનાવી, ઓ નિરદય બાવાજી! આજે આપ તેજ ઝરાને ગટર જેવો ગદ્દલો સમજી બેદરકાર અને તિરસકારથી વેહતો મુકો તો સાંને માટે તે દાદગર એવી દલીદ્રતા અને સીતમ દેખાડવા કરતાં પોતાની દરગાહમાં મને તેડતો નથી!

જે સખસ માટે આપ ભલામણ કરોછો તેને બરની હું નથી અને મારે લાયક તે નથી. સાધુના સાલ્લામાં ફરતાં એવાં પ્રપંચી પાપીને હું જીગરથી ધિક્કારૂંછું, એટલુંજ નહી પણ એક નાદાન અને અકારી દીકરીને એ બોલ બોલવા દેવોતો હું હીમતથી કહીશ કે આપની ભલામણ એક રીતે મને વાજબી લાગતી નથી. આપના ખાસ મીત્ર તરીકે આપણે મકાને આવતા વિકાજીને મારા એક ભાઈ તરીકે આજસુધી પીછાંણી હું તેની સાથે વાતચીતનો વેહેવાર રાખતી હતી અને નહીં કે (આપ તેના પૈસા અને બાહારના દેખાવપર લોભાવો છો તેમ) હું તેના પૈસા ધંધા કે બાહારના ભપકા માટે તેને ભવિષનો સાથી બનાવવાનો લોભ રાખતી? ભવિષના સાથી પશંદ કરવા જેવું માહ્‌લ બીકટ કામ એક કુંવારી જીંદગીમાં બીજું જવલેજ હશે, અને તેમાં પૈસા અને ધંધાપરજ જેઓ પોતાના વિચારની હદ આણુતા હોયતો તેના જેવા અકલહીણ આદમીઓની હાલત અફસોસ કરવા જેવી છે.

ઇશ્વિરે આપેલી અક્કલનો હું એવો હિન ઉપ્યોગ કરૂં તે કરતાં મારી ઉપર ચાહે તેવી આફતનો વરસાદ વરસેતો તે ખમવનો ને ઘણી ખુશી સાથ પોતાને તઈયાર કરૂંછુ અને કરીશ. જાણીજોઈ હું

વિકાજી જેવા એક માણસ સાથે ભવ બાલવો તે કરતાં આપની ખફગીનો ભોગ થઈ પડવા અથવા સીલી સાંધીને ગરીબાઈમાં પણ સાંતી સાથે દાહડા કાઢવામાં હું વધારે સંતોષ માનું છું. વિકાજીના પૈસા છે, તેનો ધંધો છે, અને તે દોરદમામવાલોછે તે આપે જોયું તે ખરૂં, પણ વ્હાલાઓ વગરના એ વીખરાયલાના જાતી ગુણોથી આપ હદ બાહેર અંધાલામાંછો; જે અંધાલાના અંધાપામાં આજે આપની સદાની પ્યારી એકપુરી પુત્રીને એવા એક પાપીને પલ્લે પાડવાનો જે પકકો ઠરાવ કરો છો તેઉપર હું આસુઓ વરસાવી અફસોસ કરૂ છું. બાવા! મારી કમતાકાદ કલમનું કૌવત તો શું પણ એ ખ્યાલથી મારી પોતાની શક્તિ સુદ્ધુણ મારી ગઈ છે, અને તેથી બેહદ ભરાઈ આવતી છાતીએ હું આ પત્ર ખતમ કરતાં ફકત એટલુંજ અરે! એટલુંજ અંતઃકરણથી ઈચ્છું છું કે જેવા આપ તન, મન, અને ધનથી સુખી છો તેવાજ જુગ જુગ જીવજો. આપની માનીતી નાઝાં જો જીવતી હશે તો કોઇબી દીવસ મલશેજ મલશે પણ સત માનજો બાવા! કે એક મીત્ર કે જેના બદગુણોની આપને જરાબી માહીતી નથી, તેની મારે માટેની માંગણીથી તેના પૈસા અને ધંધાપર લોભઈને આપે મારી સખત નામરજીથી ખફા થઈને આપના એક માસુમ લાડલા બચ્ચાંને ધિક્કાર સાથે આસરાથી અળગુ કરવા તઈયાર થયાછો, તેમાં હું પોતાને માત્ર એટલા માટેજ ભાગ્યશાળી સહજુછું કે એક ભુંડા ભરથાર સાથે ભવનો ભોગ આપવાથી હું આપના ક્રોધ અને ખફગીનો ભલો ભોગ થઈ બચી ગઈછુ.

છેવટે આટલું નોંધી રાખજો કે હું બેવફા અને બદગુણી બની મારી કેલવણીને કલંક, સદગુણને સડો, અને ખાનદાનને ખરાબ લાગવા દઈશ નહીં. આપે આપેલી ઉત્તમ કેલવણીનો હું આવી નિરાધાર હાલતમાં ઉત્તમ તોલ કરી શકુછું કે જે મારા જેવી એક અતુલી અબલાને સંકટમાં સંતોષ, દુઃખમાં દીલાસો; અને લાચારીમાં એક અખુટ ખજાના માફક કામ લાગશે; અને જેનો કંઈ પણ કમાર્ગે ગેરઉપયોગ ન કરતાં, તથા તેને જરાપણ એબીયલ દાવ ન લગાડતાં હું બહુજ સંભાળથી, આબરૂથી, અને લાયકીથી લાભ લઈશ; તેમજ લાયક જગે વસીને હું ઈજત સાથે મારા દીન ગુજારીશ. બસ હવે જેઆદે લખતાં ફેર આવે છે, માટેબાવા! રે પ્યારા બાવા!! આસુંના ટીપાઓથી ભીજાયલુ દુઃખભર્યું કાગળ મારે સંતાપ અને સીતમ ખમી મારી ચાહી ખતમ કરેછે.

દુઃખી દીકરી

**નાઝાં.**

આ પત્ર માહા મુશકેલીએ લખી રહ્યા બાદ તેણીના સરવ સરસ સુખને સદાની સલામ કરવાનો વખત ઘણો નજદીક હોવાથી તેણીના દુ:ખનો ખ્યાલ પ્રીય વાંચકને હું સોંપુંછું. તેણીની માનીતી ચીજોને છેલ્લા જોઈ આ કમનસીબ નારના દીખો ભરાઈ આવતો અને મુગી માહેતમના મુગા મારથી તેણી દુ:ખી થતી હતી.

બપોરનું ખાણું તેણીએ આજે ઓરડામાં લીધું.

રોજ તો તેણી મઘમઘતા મિષ્ટાંનની મેજ ઉપર બીરાજમાન યતી હતી, પણ આજે તો બાપીકી બાહાદશાહીને છેલ્લી સલામ કરવાનો દીવશ હતો એટલે તે ખાણાને તેણીએ પોતાનાં નિર્દોષ રૂખસાર ઉપરથી આંસુને માર્ગ આપતા અતિ થોડો ઈનસાફ આપ્યો

નાજા જેવી ખાઈ રહી કે કપડાની ગાંસડી બાંધી અને તેણીની એકઠી કીધેલી અસકયામતના ૩૪૪૫) પોતાની નાહની કોટલીમાં મુકયાં. પોતાની જણુસોમાં સુનાની બાંગડી અને સાંકડી, એક સાધારણ એરીંગ. અનેવીટી કે જે તેણીનો ઘરમાં ચાલુ પેહેરવાસ હતો તે તેણીએ પુખ્ત વિચાર કરી-ડાહાપણ વાપડી પોતાનાં અંગપરજ રહેવા દીધો.

સઘલી રીતે હવે પોતાને તઈયાર જોયાં પછી પોતાની મરહુમ માયાવંતી માતાની એક મોટા કદની મોભાદાર તસવીર જોઈ તેણીની છાતી ભરાઈ આવી. અને પોતાના પીતાના અસાધારણ પાજી સ્વભાવ ઉપર સંતાપ સાથે આવી અચાનક આફત ઉપર અફસોસ કરતી તેણી મખમલના કોચપર માથું નાંખી રડવા લાગી.

સહવારથી રડ રડ કર્યાથી તેણીને હવે માથું દુ:ખતું માલમ પડયું અને અંગ ગરમ થઈ આવ્યું. તેણી વધુ હેરાન થવાની ધાસ્તીથી મોંહ હાથ ધોઈ ગંભીર વિચારમાં સર્વ સુખો ને છેલ્લી સલામ કરી એકદમ ધડકતી છાતીએ બંગલાની બાહાર પડી.

કેવો દુ:ખી દેખાવા કેવી કમનસીબ કુવારીકા !

પોતાના પાજી પીતાની ઈતરાજીમાં આવી પડેલી એ હીણભાગ્ય છોકરી પોતાના સુખોને સલામ કરી હવે કયાં જાય છે તેનો કશો પણ વિચાર કર્યાવિના નીચી નજરે અને દલગીર દેખાવે ચાલવા લાગી. એક ચાહેલા અને ખરા લાયક ઉમેદવાર સાથેજ સદા જોડાવાની હુજ તથી પોતાના મુરબીની ખોટી ખફગીમાં આવેલી એ નિર્દોષનાર કે જેણીએ પોતાની આખી ઉમર બાહાદશાહી સુખોમાં ગુજારેલી તેણીને પોતા પર પડેલા આ ગમખાર ગજબથી ભારે વસમું લાગ્યું એટલુંજ નહીં પણ પોતાની હાંસી થવાથી તેણીના બીજાં વ્હાલાંઓને મોઢું દેખાડવું ભારી પડશે તેના ખ્યાલમાં તેણી ચાલતી હતી; તેટલાં બાટલી બોઈના બંગલા આગળ એક ભાડતી વિકટોરીયા ગાડીવેળાએ તેણીને પોતાની ગાડી માટે પુછયાથી તેમાં બેસ્યાબાદ તેણીએ બોરી બંદરના સ્ટેસન તરફ લઈજવા કહ્યું.

નાઝાં એટલી તો વિચારમાં ગરક હતી કે જેવી તેણીની ગાડી સ્ટેસન નજદીક ગઈ અને જયાં સુધી એક તુરતનીજ ઉપડનારી ટ્રેન માટે ઘંટના ઘોંઘાટનો અવાજ આવ્યો નહીં, ત્યાં સુધી તેણી પુરતી સાવધ થઈ નહીં. તેણી ઘંટનો અવાજ સાંભલતાંજ જાણે સુદ્ધીમાં આવી હોય તે મીસાલે ચમકી આજુબાજુ જોવા લાગી અને ગોયા ખુદરતેજ તે અવાજથી તેણીને બાહારગામ નીકલી જવાની આગાહી આપી હોય તેમ તેણીનું તે ટ્રેનપર ધ્યાન ખેંચાયું.

સ્ટેસનના દરવાજા આગલ ગાડીમાંથી ઉતરી ભાડું ચુકવી આપી આવા સંકટમાં સબડવા અને સગાને ત્યાં ઓસીયાલે અવતારે રેહેવા કરતાં તેણીએ સ્ટેસનપર દાખલ થઈ ટીકીટ માટે માંગણી કીધી. આ બીચારી એટલીતો ઝડપ અને ગભરાટમાં હતી કે ગાડી તુરત ઉપડી જવાના ડરથી ટીકીટ માસતરે જયાં સુધી તેણી કયાં જવાની ટીકીટ માંગે છે તે પુછયું નહીં ત્યાં સુધી પોતે કયાં જવાની છે તેનાં કશાપણ ખ્યાલ વગર ગાફેલ જેવી ઊભી રહી! જયારે આખરે તેમ પુછવામાં આવ્યું ત્યારે તેણી ભારે ગુચવણમાં પડી કે કયાં જવું અને કયાંની ટીકીટ લેવી? પણ તેટલાં ખુદરતી તેણીથી "પુણા" કરીને બોલાઈ ગયું! ટીકીટ મલતાંજ તેણી ગાડીમાં બેસી ગઈ, અને તેણીના બેસતાંજ કાન ફાડી નાંખે એવી સીપટીના અચાનક અવાજ સાથે તે ટ્રેન સેકડો મુસાફરોને લઈને ઊપડી ગઈ.

જે વ[illegible]માં તેણી બેઠી હતી ત્યાં કમનસીબે કોઈપણ બીજી બાનું ઉતારૂ હતી નહી કે જેની સાથની વાતચીતથી આ દુ:ખ્યારીની દલગીરી અને દુ:ખ દફે થાય. આવી નિરાધાર રવેશે તેણી પોતાના પ્યારા પીતા, માનીતું મકાન, સઘલુ સુખ, અને પોતાના સદાના સાચ્ચા સાથી સાવકને પોતા પાછલ પડતાં નાંખી જતી હોવાથી અને સખત સંકટના આવા બારીક વખતે પણ થોડા કલાક સાંતીમાં ગુજારવાને એક પણ ઉતારૂ નહીં જોયાથી તેણી હવે વધારે ગભરાઈ અને પોતાના બદબખ્ત માટે બલાપો કરતી સુઈ ગઈ.

## પ્રકરણ ૧૦ મું.

## મુંબઈથી પુંણા.

છે પ્યાર તારી એજમત અજબ ભરપુર,
હોય જો લાખો કોસ વ્હાલાઓ દુર.
તો પણ તું તન મનને દુ:ખી કરી;
કદાચે છે રખડી ને આખર ધરી.

નાઝાં જે વેલા ગાડીમાં બેસવા સ્ટેસનનાં પ્લાટફૉર્મ ઉપર આવી તે વેળા ત્યા એક આબરૂદાર દેખાવના પારસી જવાનનું આવવું એક થયું. એ જવાન કોઈજ નહીં પણ નાઝાંનો માનીતો સાવક હતો!

તેણે નાઝાંના જેવીજ એક બાનુને લગાર દુરથી ગાડીમાં જોયાથી અને તેણી કોણ છે અને એટલી ઝડપ, ગભરાત અને ગમગીનીમાં ગીરફતાર થયેલી ક્યાં જાય છે તેની થોડી ઘણી માહીતી મેળવવા તે પોતાની કૉલેજમાં જતો જતો ટ્રામમાંથી ઉતરી પડી સ્ટેસન ઉપર દાખલ થયો. એકગમ તે આવ્યો અને બીજી ગમ ગાડી ઉપડી; જેથી તેની મનોવાસના તો મનમાંજ રહી ગઈ!

નાઝાંને તેણે માત્ર પીઠ ઉપરથી પીછાણી હતી, પણ તે ખાતરીપુર્વક ચોકસ તો હતોજ નહીં કે એ ગાડીમાં જે બાનું ગઈ તેજ તેની ભવિષની ભાગ્યણ હતી. તે બીચારો શુ જાણે કે તેણીને પોતાનેજ ખાતેર આ સઘળી ગભરાત ગડબડ મચી છે?

સાવકને હાલ આપણે બાજુએ રાખીને પેલી નાઝાં–મુગાં સીતમના જાહેર સંતાપમાં સીકડાઈને ટ્રેનમાં સુતેલી તે સદગુણી સુંદરી તરફ હવે આપણે જોઈએ. થોડોવાર બેસીને અને થોડો વખત સુઈને લેનોલી અને ખંડાલાના મનોરંજક ઘાટનો દીલખુશ દેખાવ નીહાલતી તેણી આખરે પુણાના મોટા સ્ટેસન ઉપર ઉતરી. ત્યાં થોડો વખત આસાએસ લઈ એક ભાડુતી ગાડીમાં બેસીને તેણી પુણાના જાણીતા નેપીયર હોટલમાં ઉતરી. આગલ એકાદ બેવખત નાઝાં પોતાના પીતા સાથે ત્યાં ઉતારો લેઈ ગઈ હતી સબબ તે તેણીને જાણીતું હતું. તેણીએ ઉપરના મજલાપર એક નાહના પણ નાંકેનાં એકાંત ઓરડામાં ઉતારો લીધો અને વખત રાત્રે આઠ વાગેનો હોવાથી પોતા માટે એક સાદા અને મધ્યમ ખાણાની વરદી મોકલી.

અમારા વાંચનારે તેણીની આ વરદી માટે એમ સમજવાને એક પલ પણ વિચાર નહીં કરવો કે તેણીએ આવી વખતે મજાહને માટે તે મંગાવ્યું હતું. તે દુ:ખી અને ગભરાતમાં ઘેરાયલી અબલાને ખાવા તે શું ગમે? જરાએ નહી પણ હૉટલમાં ઉતરી વરદી નહીં આપ્યાથી એ વાત ચકચારનું રૂપ પકડે અને તેથી તેણી પોતાની ધારણા મુજબ છુપી રહી શકે નહીં તે માટેજ તેણીને આ પગલું ભરવું પડયું.

તેણીને ઝેર જેવા લાગેલા તે સ્વાદિષ્ટ પકવાનોને ભાગ્યે ડુરી ઈ-

નસાફ આપ્યા પછી તેણીએ આરામની એક ખુરશી ઉપર બેઠેલાંઇ ભવિષમાં તે ગીનું શું થશે તેના ભયાનક વિચારમાં ગરક થતાં તેણીપર આવી પડેલી આવી વિપતીના વખતમાં પોતે લાયક ઈજતથી જીંદગી ગુજારે તે માટે દાદગર પાસે દુવા ચાહી.

રાત્રે ઊંઘ પણ તેણીની દરામણી દુષમન થઈ લાગી! બસ અંદેસા, હેબત અને હાય અફસોસે આરામની ઊંઘને પણ હવે હંકે-તી કાઢી,

"એકદમ આવીછું. પણ આગલ માર સું થશે?" "મારૂં ગુજરાન કયાં સુધી અને કેમ કરશ"? "મારા માનીતા શાવક વગર હું કેમ જીવશ"? વિગેરે વિચારોથી તેણી બેબાખરી બની ગઈ. ઊંઘવા પ્રત્યે અનેક ફાંફાં માર્યા પણ તેમાં આ બીચારી ફાવી નહીં.

ગાયણની તેણી પુંજારી હતી. તેની એજમતી અસરનો તેણી, ને અચ્છો અનુભવ હતો. આખા દહાડાની રંજ, થાક, અને જંજાલથી જયારે બીજાઓ નિંદની ગુંગમાં ભરભુંગ પડે ત્યારે દસ, અગીયાર અને બાર ગણ્યા છતાં આ છોકરી ઉજાગરાથી બેકરાર થવા લાગી, અને તે કંટાલાભર્યા વખતથી નિરાસ બની થોડો વખત પણ આરામ હાંસેલ કરવાના હેતુથી તે કીરતારની એક ટુક પણ અતી ગંભીર અ-વાજે નીચલી બંદગી કરવાને તેણી તેયાર થઈ:—

---

રાહ-'જુઓ છે જર વન આ સંસાર' રાગ ભેરવી

નિર્દોષ છું નાર હું નાચાર;
આધાર તારો, આપજે બંદીને, હરદમ તું દાદાર—
અરજ મારી સુણ ઓ કીરતાર—આધાર.

એલમ અભ્યાસ, સીખે ઊમર ભર, તોએ ન પુરો થાય.
ઉપકાર તેમ, ફીટે ન તુંજનાં, દીન દીન વધ્યાં જાય-
શું ગાઉં તારી ખુબી અપાર-આધાર.—

વફા સદા છે, સાથી મારો, પતિવૃતા મારો પ્રાણ.
એ સદગુણો સાચવવામાં, ખુશીથી આપીશ જાન;
ન થઈશ હું, તેમાં ગુનેહગાર-આધાર.

કાયા માયા, ધન સૌ ખોટા, દોસ્ત સૌ નામનાં,
કરે પુંજા; જે પૈસાની, ન ગણે ગરીબ કામનાં—
છે મુજને તેઓ ઉપર ધિક્કાર-આધાર.

એજ ખુદા તું, બીજો છે ભરથાર, માન તું કેરદેગાર;
વફાઈ સદગુણ, સાંન-ગ્નાન, એજ સ્ત્રીના સણગાર.—
થજે એ પર મારો તું નેગેહદાર—આધાર.

---

જંદગી બાદ તેણી લેટવા જાય છે એટલાં વળી તેણીને એક નવી આફતે, અચીતા ખ્યાલે એક દેહેસતનાંક અને સંતાપજનાક વિચારે કે જે બાપીકુમકાન છોડયા પછી આએજ પેહેલી વારે આવ્યો તેને તેણીને હેબતાવી મેલી. એનું પરિણામ એ આવ્યું કે તેણી એથી વધુ ગમગીન થઈ, વધુ લહડી પડી, અને વધુ વિચારવંત સાથે ફીકરમંદ થઈ; એટલુંજ નહીં પણ તે દુઃખદાયક વિચારે ણીની છાતીમાં જે જે પ્રેમનાં જુસ્સાઓ વેહેતાં હતાં તેને ઉસકેર્યાથી તેણીનું મગજ ચકભમ થવા લાગ્યું અને થોડી વારમાં એકતો આખો દીવસ રડવાથી અને બીજુંતો આ વિચારથી તેણીનું માથું દુઃખવા સાથે આંગ ટપી આવ્યું.

લગભગ અરધે કલાકે તેણીને લગાર આરામ થયો. સાવકની સલાહ અને મુલાકાત વગર એકાએક અતરે આવવાથી તે કેવો દુઃખી થશે તે ખ્યાલથી તેણીને ભારે સંતાપ થતો હતો.

પોતે ઉછાછલા થઈ તેને મલ્યા વગર પરદેસ ખાતે આવી પડી તેથી તેણી બહુ પસતાવા લાગી. આ બન્ને વ્હાલાઓને એકમેકની આવી અજાયબ હાલતથી વાકેફ થવાને હવે પત્ર વ્હેવાર સિવાય એક પણ બીજો માર્ગ સાદો સલામત અને સેહેલ ન હતો. નાજાં સેહેલમાં સમજી કે તેણીના એકાએક ગુમ થવાથી તેણીનો વ્હાલો ખેરખાહ સાવક સઉ કરતાં વધારે દુઃખી થયો હશે, જેથી પેહેલી ટકે તેણીએ તેના ઉપર દીલાસા પત્ર લખવાનો ઠરાવ કીધો, અને એક ગાડી સહવારે પાંચ વાગે મુંબઈ માટે પુણુ છોડતી હોવાથી તેણીએ રાતોરાત એક કાગળ નીચે મુજબ સાવક ઉપર લખી ટપાલમાં નખાવ્યો.

રાત કલાક ૧૨—પુણા તા૦ ૩૦-૪-૮૦

**મારા જીગર કરતાં વ્હાલા સાથી સાવક,**

આ પત્ર તમારે હાથ લાગતાંજ તમો કેટલા ખુશી અને ગમગીન થશો તેનો ખ્યાલ મનેજ આવશે. પેહેલા હાથપર ખુશી એટલાં માટેકે વફાઈના વિચારથી વ્હાલાંઓથી વિખુટી પડેલી નાજાંની હસ્તી હમણા કયાંછે તે **તમેજ** ફકત જાણી શકશો; જયારે બીજા હાથપર

હલગીરી એટલાજ માટે કે એક મેરેહેમ પીતાએ ગુજારેલા ગંજબના મેરઈનસાફનો તમોને ખ્યાલ આપ્યા વગર તેવણના પાછ્છ સ્વભાવના ડરથી હું ઘેર શેહેરથી નિરાધાર દુર થઈછું. સઘલા દીવસ સુખમાં ગુજાર્યા પછી એકજ દીવસમાં અને એકજ સરવાલામાં સામટો સીતમ આવીપડે એ એક અનાથ અબલા માટે થોડો ગંજબ નહીં કેહેવાય, અને તેવોજ આજે મારો પેહેલ્લો દીવસ ગયોછે જે ખુદા કરેને છેલ્લો હોય.

મારા સાવક, આ જેહાનમાં કમનસીબ અને નિરાધાર નિવડવું એ એક મોટુ પાપ ગણાતું હોય એવો મને સંતાપ હોયતો તેને સદાનો નાબુદ કરવાને એટલોજ સંતોશ સાબુતછે કે ભલાને સાચવતાં ને બુરાને ધીક્કારતાં વગર વાંકે મારા પીતાની ઈતરાજીથી બચી નાહસવાને મને આ ખલકના એકાદ ખુણામાં,જેમ જગ્યા તેમજ આબરૂથી, ગુજરાણ ચલાવવા પુરતું ખોલી ખાવાને મારી બાજુંના બલે અને કેલવણીની કજે અનેક સાંધણો અને માર્ગ હું ખુલ્લા કરી શકીશ.

બ્હાલા સાવક,અલબતાં હું કંઈ મરદ નથી એ ખરૂં, અને વળી તદન એકલી છું એબી ખરૂં; તોપણ આજના જમાનામાં અબલાઓની હીમ્મત અને આબરૂ ઉપર જે હુલડાઈભર્યા હુમલા કરવામાં આવે છે તે સાંમે મારી પીઠ બતાવી મારા દાખલાથી હું તે ખોટા પાડીશ;કે આફત અને અંદેશામાં ફસી પડેલી નિર્દોષ નારો પણ પોતાના દુઃખના તોફાની દરીયામાં પોતાની નીતિની નાવને આબરૂના હલેસાંએ સંભાલ અને સાહુચેતીથી સલામત કીનારે લાવી શકેછે.

અરેરે! એક બાદશાહી સુખ દેખાડનાર પીતાની બેટી બની જયાં મન નહી, મોહબત નહી અને મરજી નહી તેવા એક નાલાયક, પૈસાદાર સાથે જોડાવું તે કરતાં હું આજે અઃત કરણથી ઈચ્છું છું કે એક મધ્યમ સકિતના માણુસને ત્યાં અંવતરી એક ગરીબ પણ ગુણી ગ્રહસ્થનો હાથ ધરવામાં જે આશિરવાદછે તે હું પામી હોત, કે જે આશિષથી હું બદબખ્ત બેનશીબ છું.

આ દોરંગી અને બેઢંગી દુન્યામાં-હું ફકતએકજ જીવને માટે જીવુંછું કે જે જીવ ઊપરનો મારો અખુટ વ્હાલ અને પવીત્ર કોળ મારા પીતાની જાણમાં આવતાંજ તેનાં અભાગ્ય અંજામ તરીકે મને સઘળા સંકટો સામટા સોસવાની સપાટીપર આવવું પડયુંછે. મારા

પ્યાના વચનને વલગી રેહેતાં મને જે જે વિપતિ વેઠવી પડીછે તે માટે આટલો સંતાષ તો સાબીતછે કે મારા એકદર બાપની માફક મને મારો સાવક જુદી ગણવાનો તો નથીજ.

સાવક, હાલમાં હું પુણા શેહેરના જાણીતા નેપીયર હોટેલમાં ઉતરીછું જયાં હાલ તો હું એકાંત જીંદગી ગુજારીશ, પણ ભવિષ માટે અરે ! સાવક,—એ વિચારથી મને કેટલી દેહેશત ઉપજેછે--મને કોઈ ને ત્યાં નોકરી રહીને મારૂં ગુજરાણ કરવું પડશે.

અફસોસ ! વ્હાલા સાથી, મારા પીતાના બાગમાં આપણે વાર વાર પેલા દરાખના માંડવા હેઠલ એકઠાં મલી જે એખલાશમાં વધારો કરતાં હતા તે સુખી સાંજ હવે સ્વપણા સમાન વહી ગઈછે કે જેને હું રડતી આંખોએ યાદ કરૂંછું. મારે માટે તમો જરાબી અંદેશો રાખતા નાં, પણ ફકત તમારો સાચો પ્યાર, વિષવાષ અનેવફા કે જે માટે મેં મારૂં સર્વસત્ર ખોયું છે તેનેજ તમારા જીગરમાં જગા આપી રાખજો; અને ચાહવું ઇશ્વરનું છે તો ચંદરોજમાં તે કીરતાર આપણને એક કરશે, એટલુ ઇચ્છી તમારી હરખભરી યાદમાં ખતમ કરેછે:—

વફાદાર તારી.

**નાજાં.**

આ પત્ર લખી ટપાલમાં નંખાવ્યા પછી પોતાના એ હૈયાના હારની યાદમાં અંતે તેણીએ છેક બે વાગે આરામ કર્યો. !



## પ્રકરણ ૧૧ મું.

## મુસીબતનું મુલ.

નાજાં મારી વહાલી થયોછ તુંથી દુર,
પણ માનજે છે પ્યાર ! તારો મુજમાં ભરપુર.
રાખીશ મુજ જીગરમાં સદા તારી યાદ,
ને ભલી તારીજ યાદમાં બનીશ પુર શાદ.

હવે આપણે નાજાંને બાજુએ રાખીને પેલાં શાવક તરફ જોઈએ. શાવક એ સુંદરીને અંતકરણથી ચાહતો હતો. અને જયારે તેણે સાંભલ્યું કે તેણી પોતાના પીતાના આસરાથી અલગ થઈછે ત્યારે તે ભારે ગભરાટ અને ગુચવણમાં પડયો.

તેને તુરત ખ્યાલ આવ્યો કે તેણી ઉપર આ સર્વ દુઃખ પડવાનું કારણ હુંજ છું, કારણ કે મારેજ ખાતેર તેણીએ બીજાને પડતા મેલીને સર્વ સુખ તજ્યું છે. સાવકતો એમજ ધારતો હતો કે તેને મલ્યા વગર તેણી કદી મુંબઈ છોડશે નહીં. પણ આ તેની ધારણા થોડીજ ખરીની હતી.

આખો દીવસ વહી ગયો અને તેણીને જોવાની ઈન્તેજારીમાં તેની આંખો તણાવા લાગી પણ નાઝાં આવી નહી? તરેહવાર ખ્યાલોથી ગુંચવાયલા સાવકે તે આખીરાત જેમ તેમ પુરીકીધી. સહવારે વિચારવંત મગજે ઉઠી ચાહ નાસતો લઈ પોતાનું મન એ બાબદથી સાંત કરવાને તે જેમ તેમ વૈદક અભ્યાસમાં રોકાયો.

બપોરે બાર વાગા પછી એક પત્ર પોસ્તના સીપાઈએ તેના હાથમાં મેલ્યું! હવે તેની ખુશાલીનો શું પાર? તેણે એક પવિત્ર ચુંબન કરી તે કાગલ ઉખેડયું જે વાંચ્યા બાદ તેણીની હાલત માટે અફસોસ ગુજારી તે ભારે સંતાપમાં પડયો. જે નાર મારે માટે આટલી વિપ્તી ખમીને પોતાનું સર્વસુખ છોડી ગઈછે, તેણીને આ વખતે હું રેહેમ નજરથી ન જોઊં તો કોણ જુવે?" "હું તેણીનો ખરો ઉમેદવાર શા કામનો?" વીગેરે વિચારોથી તેનું મગજ ભમવા લાગ્યું એકવાર કોઈપણ રીતે પોતે જઇને તેણીને પાછી મુંબઈ લાવવી, અને પછી જે સારૂં સુઝે તે કરવું એવી નિશ્ચય નેમથી નીચે મુજબ એક કાગલ લખી તુરત પોતે જઈને સ્ટેસન ઉપર નાંખી આવ્યો.

કેવી ઊત્તમ કાલજી! કેવી પવિત્ર ફરજ!!

મુંબઈ મલબાર હીલ તા. ૧લી મેહ ૧૮૯૦

**મારી સદાની વફાદાર નાઝાં**

તારો પત્ર મલ્યો. વાંચી ખરેજ દુઃખીછું. ભારે સંતાપ સાથે હું જે સેવટપર આવ્યોછું તે માટે મને ઉમેદ છે કે તું તેને જરૂર મલતી થશે. જે ટ્રેન આજે આ કાગળ લાવે છે તેજ ટ્રેન મને તારી તરફ કાલે લાવશે. તું તારી તેયારીમાં રેહેજે કારણ કે પરસપર વિચાર કરી જે સારૂં સુઝે તે કરવાને આપણને અતરે જલદી પાછું ફરવું પડશે. ટ્રેનને વખત નથી જેથી ટુકમાંજ ખતમ કરે છે, ટુક દીલાસા સાથેઃ—

દર્ષણાતુર તારો.

**સાવક.**

આ કાગળ નાંખી આવ્યા પછી પણ તેનું મન સાંત થયું નહી એજ નાઝાં ઉપરના તેના પુર્ણ પ્યારનો પુરતો પુરાવો છે..

સાવક પોતાના પીતાનો બહુજ માનીતો હતો; એટલે તેને આવતી કાલે પુણે જવાની તૈયારી કરતો જોઈ તેના બુઢા પીતાએ પુણે જવાનું કારણ પુછ્યું. જેના જવાબમાં તેણે જણાવ્યું કે એક જાની મીત્રના ત્યાં લગન હોવાથી તેને ત્યાં જવાની ફરજ પડેછે.

તે ડોસો સું જાણે કે તેનો દીકરો તો જુદાજ કારણસર પુણે જાયછે!

---

## પ્રકરણ ૧૨ મું.

## પુણાને છેલ્લી સલામ.

કરું છું પુણાને બી છેલ્લી સલામ;
કારણકે જો આવ્યો ભલો દીલ આરામ,
તો મુજથી ન લાજ તેની છંડાય કદી;
ન વીરૂધ મરજી તેની પગ મંડાય કદી,

સાવકનું કાગળ બીજે દીને સહવારે હાથ લાગતાંજ તેના આવવાની ખબર સાંભળી નાઝાં ગભરાતમાં પડી. તેણીને ખાતરી હતી કે તેની હુજત આગલ તેણીનું કસું ચાલશે નહીં તેથી પુણાને પણ છેલ્લી સલામ કરવાનો તેણીએ વિચાર કર્યો. આ પોતાના વિચારને તેણીએ ઘણાંક વિચારો સાથે કસી જોયો અને અંતે એજ ઠેરાવ ઉપર અમલ કરવાને નિશ્ચય કર્યું.

નેપીઅર હોટેલ પુણા તા. ૨-૫-૮૦

**મારા સદાના સાથી સાવક.**

તારૂં મુબારક પત્ર મલ્યું. વાંચી સંતોષ પ્રાપ્ત* થયોછે. મને મુંબઈ લઈ જવા વિગેરેનો તારો ઠરાવ તું ગમે તેવો સુભ ધારતો હોય પણ, 'વ્હાલા સાવક, હું હાથ જોડી માંગી લેઊછું કે તેમ બનવું હવે બેજાહ છે. મારા પીતા પોતાની હુજ્જત ગમે તેટલાં ભોગે પણ તજનાર નથી એમ તારે નિશંષ્ય નોંધી રાખવું.

વ્હાલા સાવક, કહો કે, કોણ કમબખ્ત નાર પોતાના વફાદાર વ્હાલાના દીદારના દર્ષણથી દુર રેહેવા ચાહે! પણ જો તું અંતરે આવ્યાં પછી મને મુંબઈ લઈ જવા ઈચ્છે (કે જેમ કર્યાથી મારો સંતાપ

---

* પ્રાપ્ત થવું-પેદા થવું, ઊપજવું.

એવડો વધશે) તો હું તારો સખુન ફેરવી શકીશ નહી; માટે બેહેતર કે તારી પધરામણી પેહેલાં મને આ શેહેરને છેલ્લી સલામ કરવી જોઈએ.

"નાજાં હવે ચાહતી નથી," એમ તો તું હરગીજ ખ્યાલ કરતોજ નાં, પણ તેથી ઉલટું આગળ કરતાં દુર પડવા પછે હું તુંને વધારે ચાહુંછું તેની સાહાદત સાબેતી અને સચ્ચાઈમાં આ નીચલી લાઈન સદા યાદ રાખ જે કે:--

સદા મારા ખ્યાલોમાં પેહેલ્લું તુંજ ધ્યાન,
પવિત્ર તુંજ પ્યાર પર છે સદકે મુજ જાંન.
દીન ઉગતે જીગરમાં વધશે તુંજ પ્યાર,
પણ એટલુંજ કે વીયોગથી બનીશ ગમખાર.
સાવક! મુજ સાવક! ઓ મારા જીવજાન,
વિના તારી હાજરી હું રહીશ હેરાન. !
ખાતેર તું દરેક હું દુઃખ પણ સહીશ,
તુંનેજ જીંદગી તક હું વફાદાર રહીશ.

લા. તારી કમનસીબ

**નાજાં.**

આ કાગળ ટપાલમાં નખાવ્યા પછી તેણીએ પુણેથી ઉપડવાની તૈયારી કીધી. હોટેલવાળાનું બીલ ચુકવી આપી તેણી વલી અંદેસામાં પડી કે હવે કયાં જવું અને શું ઉપાય કરવો. પોતાના દુષમનથી દુર રેહેવાને અને પોતે બનતાં સુધી ઓલખઈ નહીં આવે એવા ઇરાદાથી હૈદ્રાબાદ જવાનો ઠેડાવ કરી તેણી સ્ટેસન ઉપર આવી, જયાંથી ખુદાનું નામ લઈ પુણાને છેલ્લી સલામ કરી આ ખરીજ અભાગ્ય છોકરી ટ્રેનમાં દાખલ થઈ.

હવે બીજી તરફ શું બન્યું તે આપણે જોઈએ.

સાવકે નાજાંને લખેલા વાયદા મુજબ તે પુણે જવાને તૈયાર થયો હતો, પણ તેટલાંજ નાજાંનુ કાગલ તેણે મલ્યું ! હવે તે ઘણો ગમખાર બન્યો અને એક ખાનદાની જુવાન અબળા તેને માટે પોતાના પીતાના માહા પાજી સ્વભાવથી રખડતી થઈ દેશેદેશ દલદેશરી ભોગવે એ કંઈ સાવકને ઠીક લાગુ નહી તેથી કોઈબી રીતે તેણીને મુંબઈજ પાછી લાવવાને મજબુત ઠરાવ કીધો. જોકે નાજાંએ પોતાના પત્રમાં લખ્યું હતું કે "આએ કાગલ નાંખ્યા પછી હું બીજે શેહેર

ઉપડી જઈશ" તોપણ સાવકના જીગરે તે એટલી ઝડપની બીનાને ખરી માની નહી, કારણકે તે પોતે પુણે જવાનો હોવાથી તેણીએ એ એકબાહનું કાહાડયું હશે એમ તેણે ધાર્યું; અને તુરત એક કલાક પછી ઉપડનારી મેલમાં તે પુણે ગયો.

નાજાં તો શાવકના પુગ્યા પેહેલાં પુણ્ છોડી ગઈ હતી તેથી તેણે મલે કયાંથી ?

સાવક આ હાલ જોઈ અતી રંજીદા અને રડમેશ થયો, અને કયાં ગઈ હશે તેના ઊંડા અને ગમગીન ખ્યાલમાં તે ગરક ઊભો. તેણે ઘણીજ સંભાલ, સભ્યતાથી, અને કોઇને જરાબી શક આવે નહી એવી કાબેલ્યત અને કાલજીથી હોટેલ અને સ્ટેસન ઉપર અતી આતુર જીગરે તજવીજ કીધી પણ તે સઘલામાં આ બીચારા સાવકને નીરાસી પર નીરાસીજ મલતી ગઈ.

---

## પ્રકરણ ૧૩ મુ.

## નીચમાં નીચ નીંદાખોર.

કરેછે નિંદક જીભલી લાખોના નારા,
કરી ભંગ લેહેજામાં ઈજ્જત ને આસ.

નાજાંએ મકાન છોડયા પછી ત્યાં શુ બન્યું તે આપણે હજી સુધી તપાસ્યુ નથી તેથી હાલે આ બન્ને વફાદાર વ્હાલાંઓને વીસારી મેલી તે તરફ નજર કર્યે.

જે દીવસથી નાજાંએ તે મકાન છોડયું ત્યારથી તે રાચરચીલે રોણકદાર બંગલો મસાણ જેવો બીહામણ લાગતો હતો. જેની સર્વોત્તમ શોભા તેણીથી દીપતી હતી તે હવે તેણીના જવા પછી ગમે એવો ભપકાદાર હોવા છતાં–તદન ઝાંખો પડી ગયો હતો, અને તેની ઝાંખ સાથે તેના શેઠની જાહોજલાલી પણ ઝંખવાઈ હતી અને નોકરો પણ બીચારા ભલા ગુણની એ બાઈની ગેરહાજરીથી ઝુરતા હતા.

નાજાં જયારે ફુર પીતાનો આસરો છોડી ગઇ અને તે વાત જયારે પેલા હીણાયલા વીકાજીથી થોડાક મંડળમાં ફેલાઈ ત્યારે તે એક મોટા અગત્યના સવાલ તરીકે થઇ પડી; જેને થોડાક નીચ

નિંદાખોરોએ લંબાવી લંબાવીને એટલી સહરાગાત સુધી પોંહોચાડી દીધીકે-જયારે ખરી હકીકત સું હતી તે જણાયું નહી ત્યારે તેણી કોઈ છુપાવેસમાં કોઈ છોકરા સાથે નાહસી ગઈછે એવો હડડતો ખોટો બટટો મેલવાને તે નીચ જીભલીના નિંદકો નહીં ચુકયા કે નહીં સરમાયા !

નિંદા તો આજકાલ આ જમાનામાં સુર્યના ઉગવા અને અસ્ત પામવા જેવી ચાલુ અને સાધારણ થઈ પડીછે. નિંદાખોરોને તે કોઈનીબી પાસે માંગવા કે લેવા જવી પડતીજ નથી કારણકે તેઓના કાલા મોઢામાં તેનો કોઠાર એટલો તો અખુટ રેહે છે કે તેઓનો કંગાલ જીવ પેલી જેહાંન—તેમનાં એવા કાલા કરતુ-ના બદલામા ઊંડા દોજખના ગારમાં તેમને રેહેઠાણ આપવા—જાય ત્યારેજ તે ખાલી થાય છે. ઢગલે ઢગલે અને દગલે દગલે પીઠ પાછલ પછાડા મારી પછડાઈ મરનારા પાપી અને નફ્ટ નિંદાખોરોને અને આપણુ સારૂં કે ચહડતી જોઈ નહી સકનારા બલાપાથી બલીયેલ ખુબખ બાયલાઓને, જેઓ આપણને અને આપણા ગુણને પીછાણે છે તેઓ એવા એબીયલોને રજભાર પણ વજન આપતા નથી.

એવી તાત નિંદાના જવાબમાં સખત ચુપકીદી અને મુગો તિરસ્કાર એજ એ પુરતા ઈનસાફ્ના હથીઆર સહમજવા કે જેના જેવો સખત ફ્ટકો અને જેના જેવી સખત સજા બીજી કંઈપણ નથી.

આવા ખોટા ખુમાટાથી તે નિર્દોષ નારને કેવુ દુઃખ લાગતું હશે તે વીચારી લેવુ શેહેલ છે. તેણીએ જયારે મકાન છોડયું ત્યારે માત્ર તે બેરેહેમ બાપ સીવાય તેણીનુ એવું બીજુ કોઈપણ ગરીબ વ્હાલું નહીં હતું કે જેનો આસરો અગવડ વગર તેણી આસાએસથી હાથ કરી શકે.

તેણીના પરિવાર મંડળમાં એમ તો ઘણાક કુટુંબીઓ હતા, પણ તેઓ તેણીને રાખે એમ હતું નહીં કારણકે વાંચનાર ભુલી ગયા ન હશે કે નાજાંના માંગા નાનાભાઈએ ના પાડયાંથી તેઓનો બન્નેતરફ લગાર તીરસકાર હતો.

## પ્રકરણ ૧૪ મું.

## બોલ, નાજાંને નહસાડીછ કે સંતાડીછ?

શીઆળ પાસે સસલાંની તાકાદ તે શું ?
વાઘ સાથ બકરાંની લડત તે શું ?
હાથી પાસે કીડીનો ડોર તે શું હોય?
ચકોરની શું હિમ્મત કે ચીલ સાંમે જોય?
હિચકારો તે હિમ્મત પર ફાવી કેમ જાય?
ન ફાવે પણ મન ચાહયો પાક તે ખાય.

નાનાભાઈને નાજાંની ચીઠી વાંચી તેણીનાં ગુમ થવાથી પેહેલાં-તો ભારે અંદેશો આવ્યો નહી પણ જયારે તેવણનો ગુસ્સો જરા સાંત થયો ત્યારે તેવણે પોતાના નોકરોને તેણીની ખાનગીરીતે બોળ કરવાને એકદમ છોડી મુકયા.

નાજાંતો તે દીને બપોરની પુણે ઊપડી ગઈ હતી; તે તો અમારા વાંચકો ભુલ્યા ન હશે. ચોમેર ચોકાશી કર્યા છતાં નોકરો નિરાશી સાથે જયારે પાછા ફર્યા, ત્યારે નાનાભાઇએ લગાર ગભરાઈ-ને પોતાના વિષવાષુ વિકાજીને તાકીદે તેડાવી મંગાવ્યો.

જયાં સુધી એક ચોક્કસ ખોડવાલા આદમીને જબરી છક્કડ લાગતી નથી; ત્યાં સુધી તે પોતાની ખામી અને એબ ઉપર આંકોસ રાખી શકતો નથી. એવીજ રીતે આજે એ પાજી સ્વભાવનો પારસી પોતાની પુત્રીને તજવા માટે પાકા પસતાવાથી ભારે વમાસનમાં પ-ડયો; કારણ કે ભારે જુસ્સા અને ગુસ્સાના હીંગામમાં બોલાયલા બો-લો અને બજાવેલા કામો, સાંત સ્વભાવને સમે દલગીરી દુઃખ અને પસતાવો પેદા કરે છે; અને જયારે એવા બાપ બેટી કે ખાવીંદ ઓરત વચ્ચે એવો દેખાવ જન્મ આપેછે ત્યારે તો દલગીરી અને દુઃખ એવડાં કારી અને પસતાવાનો બોજો બેવડો ભારી થઈ પડેછે.

નાનાભાઈ ઉપર નાજાંની માંગણી માટેના કાગલના જવાબની વીકાજી પોતાના મકાનમાં ઈન્તેજારીથી રાહ જોતો હતો. અને જયારે તેને બોલાવા સારૂ ખાસ માણસ આવેલો જોયો ત્યારે તેતો મનમાં એમજ મલકાયો કે તેવણે કોઈપણ રીતે તેનીજ સાથે નાજાંને પરણવાને રાજી કીધી યા ફરજ પાડી હશે.

આવા હરખમાંને હરખમાં તે નાનાભાઈને બંગલે ભારે રોબમાં ગયો, પણ ત્યાં જઈને જોય શું કે તેની સઘળી ખુશાલી તો ખરેખર ખ્યાલી અને ક્ષણભંગુર હતી !

નાનાભાઈએ તેને સર્વે વિગત વીસતારીને કહી, જે સાંભલતાંજ વીકાજી તો ટપી ગયો.અને ગરીબ બીચારા સાવક માટે તેવણુને ઉસકેરીને તેનીજ પાસેથી તેણીનો પતો લાવી આપવાને તેવણુને દીલાસો દઈ પોતે ઝનુનમાં ઉઠીને ચાલતો થયો.

"ગઈ સાંહજે મેં તેણીને પેલા મુજી (સાવક) સાથે વાત કરતાં જોઇ હતી" તેને બાહાર નીકળી બરોબર વિચાર્યું "માટે તે રખે તેણીને કેડે ફુસલાવી લઈ ગયો હોય!"

આ વિચાર આવવા સાથેજ આ નિરાશ થયલા આશકે શાવકના મકાન તરફનો માર્ગ ધર્યો.

"કેમ રે, શેઠ ઘરમાંછે કે ?" સાવકનો એક નોકર કે જે પોતાના શેઠના ઓટલા ઉપર સાંહજને છેડે પોતાના જેવીજ એક ગરીબ બેહેન સાથે વાતે બેઠો હતો તેને સાવકે ધસારાબંધ આવીને ધાંધલથીજ પુછયું.

"છેજી સાહેબ" નોકરે નમ્ર જવાબ આપ્યો "કંઈ ફરમાસ, મેહેરબાન."

"તુરત જઈને ખબર આપ" વિકાજીએ તોરમાંજ હુકમ કીધો "કે વકીલ સાહેબ મલવા આવ્યા છે.

"ઠીકછે સાહેબ"ના ઝટ જવાબ સાથે તે નોકર ત્યાંથી ચાલી ગયો.

સાવક ઘરમાંજ હતો અને તેનાં વિધવા ફુઈ પોતાના બેટા સાથે બાહાર મલવા ગયાં હતાં. એ દીવશે તેનાં જીવને જરા અસુખ અને બેચેની લાગાથી તે કૅાલેજમાં નહી જતાં ઘેર પાછો ફર્યો હતો. અમારા વાંચકોને યાદ હશે કે જે દીને નાજાં બોરી બંદરથી પુણે ઉપડી ગઈ તે દીવશે જે જવાન એકાએક તેણીને જોવા સારૂ સ્ટેસન ઉપર આવી લાગો હતો, તે કોઈજ નહી પણ આ સાવકજ હતો; અને તેને ઉપજેલા શકથી અને મલેલી નિરાશીથી તે દેખાવે ગોયા ખુદરતીજ તે બેચેન થયો, અને કૅાલેજમાં નહીં જતાં તે ઘેર પાછો ફર્યો. હાલમાં માથું દુખતું હોવાથી તે સાંત

પડેલો હતો;તેટલા નોકરે આવી પેલા વકીલ સાહેબની વરદી આપી.

સાવક અચરત થયો કે કોણ હશે; પણ તેણે તરતજ વિચાર્યું કે તેની કૉલેજનો કોઈ છોકરો હશે, અને એવું ધારી તેને નોકરને કહ્યું કે "શેઠને સલામ સાથે કેહે કે આજે હું લગાર બીમાર છું; માટે કાલે સવારે મલસ."

ચાકરે આ જવાબ વીકાજીને જણાવ્યો.

વીકાજી તો આ જવાબથી વેહેમાઈ જઈ બસ ધસારાબંધ તે ઘેરમાં ઘુસ્યો અને સાવકના ઓરડાનું અલગું બંધ કીધેલું બારણું જોરમાં એક લાત સાથે ઉઘાડી નાંખ્યું.

શાવક આ અવાજથી ચમકીને 'કોણછે' તે જોવા જાય છે તેટલાંજ વિકાજી ધસારાબંધ સામે થયો.

"કેમ એ નાપેકાર! બોલ, નાજાંને તેં કયાં સંતાડી છે!" તેને જોરમાં પોકાર્યું "જ્યારે એવું કરી ધરાયો નહીં ત્યારે બીમારીનું બાહાનું કાઢી મારી મુલાકાત માટે ના પાડી. પણ જોઈએ હવે નવું તરકટ શું કરેછ!"

"વીકાજી" તેને એવા અપસબ્દો બોલતો જોઈ સાવકે તુચ્છકારથી જવાબ આપ્યો "હું ધારૂંચ કે તેં દારૂ પીધો છે. તેથી આવો એઅકલી બકબકારો કરેછ. અત્તર ઘડી આ મકાન છોડી જા! બે શરમ ઉલટો બદ રાહે ચાલી નાહક નિર્દોષને સતાવે છે! શું નાજાં ગુમ થઈ! એ ખુદા એ હું શું શાંભલું છું."

"અરે લુચ્ચા લબાડ! તુને હું સારી રવેસે પીછાણુંછું" વીકાજી વધુ ઉસકેરાયો "હમણાં પોલીસના હાથમાં તુંને શોંપુછું. ગઈ સાંહજે મેં તુંને તેણી સાથે બાગમાં મસલત કરતાં જોયા હતા. મારા તરફની તેણીની પ્યારની લાગણીઓને તેં ચંદાલે ઊંધાં ચતાં સહમજાવીને ભસમ કરાવી તેણીને તારી તરફ ખેંચી છે; પણ યાદ રાખજે, મારા દુષ્ટ દુશમન, કે હું બન્નેનો વેરી વીકાજી બની રહી તમોને કદીપણ સુખમાં રેહેવા દઈશ નહી. નાનાભાંઈએ મને અતરે મોકલ્યો છે. માટે તેણીને કયાં સંતાડી અથવા નહસાડી છે. તે ઝટ દેખાડી આપ, નહીં તો તારો જાન જશે." એમ બોલી તે તેના આંગપર ધસ્યો.

શાવક જો કે પતલો અને ઊંચો હતો તો પણ તે મજબુત અને હિમ્મતવાન હતો. વિકાજીને હવે પોતાના આંગપર આવતો જોઈ તે ઝનુનમાં આવી ગયો, કારણ કે બીનસબબે અને તકશીરે તે માત્ર એક ખોટા ખ્યાલ ઉપરથી તેને અસાધારણ અપમાન કરતો હતો.

અમારા વાંચકો આગલ છઠ્ઠા પ્રકરણમાં જોઈ ગયા છે કે નાજાં મુંબઇ છોડી ગઈ તેની એક દીવસ આગમચ શાવકે બાગમાં તેણીની મુલાકાત લીધી હતી, કે જ્યારે તે વફાદાર વાહલાંઓનો વેરી, એજ વિક્રાલ વરૂ (વિકાજી) જાસુસ પેરે આવીને સઘલું ભરાઈને જોઈ ગયો હતો. આ પછી નાજાં અને સાવક તો એકમેકને મલ્યાજ નથી, એટલુંજ નહી પણ નાજાં તેણીના બાપીકા મકાનથી દુર થઈ છે તે પણ સાવકે આજેજ અને હમણાજ જાણ્યું.

સાવકના આંગ ઉપર વીકાજીના ધસવાથી તેને એટલુંતો ઝનુન આવ્યું કે વીકાજીને એક મજબુત આચકા સમેત પોતાના ઓરડાનાં ઉંબરમાંથી બાહાર હંકેતી કાઢયો, એટલુંજ કરીને તે સાંત થયો નહી પણ તેના બન્ને હાથ મજબુત પકડી એવા તો જોરથી દાબી રાખ્યા કે તેનું કશું ચાલ્યું નહીં; અને એવીજ હાલતમાં તેને પોલીસના હાથમાં સોંપવાને હવે સાવક તઈયાર થયો. આવો મામલો જોઈ વીકાજી ગભરાતમાં પડયો અને વગર વીચારે મચાવેલા તોફાન માટે હવે તે પસતાવા સાથે દલગીરી જણાવવા લાગો.

નાજાંના ગુમ થવાની ખબરથી સાવક એટલો તો ગમખાર થયો કે તેવા વખતમાં પોલીસની ગડબડમાં નહીંજ પડવાને ખાતેર તે મુજીને તેણે પડતો મેલ્યો.

"અગરજો તારે તેણીને માટે વધું તલાસ કરવી હોય" સાવકે તેના હાથ છોડતાં ખુલ્લે ખુલ્લું જણાવ્યું "તો મારૂં આખુ ઘર ઢુંડી લેવું"

વીકાજીનો ગુસ્સો નરમ પડી ગયેલો હોવાથીઅને પોતાની મુરખાઈ જોવાથી તે બધુ વખત સવાલ જવાબ માટે ઉભો નહી રેહેતાં બડબડતો ફફડતો સાથી એકદમ ચાલી ગયો.

## પ્રકરણ ૧૫ મું.
## ઈનસાફની અદાલતમાં હરીફો !

ઊલટો ચોર કોટવાલને દંડે છે ભાઈ
કે આ કોટવાલજ ચીજ મારી ગયો ખાઈ !

વીકાજીના ગયા પછી સાવકની હાલત વધારે બીગડી. નાજાંના ગુમ થવાથી તે ઘણોજ ગમગીન થયો. તે તુરતજ ચેતી ગયો કે તેણીએ તેનેજ માટે આ સઘલું દુઃખ સજી સુખ તજયું છે. તેણી હાલ કયાં હશે.? તેનાં વીચારમાં તે બહુજ ગુચવાયા કીધો. પણ તે બીચારો કંઈ પણ સહમજી સકયો નહી.

આવા વીચારવંત ગભરાતમાં તેણે જેમતેમ રાત પુરી કીધી અને સવારે પોતાનુ મગજ શાંત કરવાના હેતુથી તે અભ્યાસમાં રોકાયો.

આ પછી બપોરે તેને નાજાંનો પુનેથી લખેલો પત્ર મલ્યો, જેથી તેના જીવનુ લગારસમાધાન થયું અને ત્યારબાદ તેણી સાથના ચાલેલા પત્ર વ્હેવારથી વાંચનાર આગલા સફાઓમાં માહીતગાર થયલા છે એટલે હવે અત્રે વધુ વિવેચન માટે નહી થોભતાં આપણે આગલ ચાલીશું.

સાવક જયારે નાજાંને લેવા સારૂં પુણે આવ્યો ત્યારે વિકાજી જોડે થયેલી ગડબડ વિષે તેણે નાજાં પાસે સર્વે વાત કરવાની આસા રાખી હતી પણ નાજાંનેજ તે મલી નહી શકયો એટલે તે તો પોતાની સઘલી ઊમેદોભર પાછો ફર્યો.

સાવકના મુંબઈ પાછા ફરતાંજ, તેજ દીવસે તેને વિકાજી વકીલ તરફથી તા૦ ૯ મી મારચે કોર્ટમાં હાજર થવાનો સમન પુગાડવામાં આવ્યો, જેમાં તેણે શાવકપર મારામારી માટે આરોપ મેલ્યો હતો.

સાવકે સમન જોતાંજ વીકાજી ઊપર પણ ઘર પ્રવેસ કરવાનો આરોપ મુકી સમન્સ મેલવ્યો અને એ મુકદમો ચલાવવાને પોતાની તરફથી જાણીતા બેરિસ્ટર મી. મેકફરસનને રોકયો.

ઠેડવેલે દીવસે કૉર્ટમાં કજીઓ નીકલ્યો. એ મુકદમા માટે શેહેરમાં ભારે ચકચાર ચાલેલી હોવાથી લોકોનુ ટોલુ કૉર્ટમાં જમાવ થયું હતું. બન્ને તરફની ફરીયાદી એકમેક સાંમે હોવાથી તેની

તપાસ સાથેજ ચલાવવામાં આવી. બન્ને બેરદુવાલાઓએ ભારે તકરારથી પોત પોતાની તરફેણ ખેંચી બચાવ કર્યો; જેમાં શાવકના નોકરની બેહેનની સાક્ષી ઘણીજ મજબુત હતી. શાવકના વિદ્યવાન બેરિસ્ટરે લગભગ પોણો કલાક સુધી સુભાખીત ભાષણ કરીને વિકાજી જેવા એક વકીલના માનવંત અધિકારીની આવી તીરસકારભરી ગેરવતણુક સખત ટીકા સાથે સાબેત કરી આપી.

કાયદા કાનુનોના અભ્યાસનો આવો એક બારીક માહીતગાર આવી શરમ ભરી ચાલ ચલાવે તે ઉપર નામદાર મેજીસ્ટ્રેટે ગંભીર ટીકા કરી શાવકના ચાકરની અને તેની બેહેનની સાક્ષીની વલણ ઉપરથી વગર રજાએ ઘર પ્રવેસ કરવા તેમજ મારામારી કરવાના વાંક માટે વીકાજીને રૂ૫૦)નો દંડ કીધો.



## પ્રકરણ ૧૬ મું.

## કરનલ કેનન.

વેઠ પેટની સર્વને આ સૃષ્ટિની માંહ્યે,
પેટકાજ પાંડવ ભલો પણ જગમાં અટવાય.

વીકાજી વકીલને ૫૦ રૂપ્યાનો દંડ થવાથી શેહેરમાં હોહા મચી રહી, જેમા નાજાંનાં જતી રેહેવાના કારણમાં કંઇક ઠેકાણેથી વલી એક નવો ભમરડો એમ પણ ગુમાવ્યો કે નાજાંનુ કારજ વીકાજીની સાથેજ થનાર હતું પણ તેટલાં તેણી નાહસી જવાથી સાવક ઉપર સકમંદ થઈ વીકાજીએ ઉસકેરાઇને આ કજીઓ કીધો! કેવા બેશરમ નિંદાખોરો!!

લોકમત જો આજે આપણે જોઈએ તો આપણે એક સપાટામાં સહમજી શકીયે કે આજે શું ભણેલા કે અભણ; શું ગરીબ કે તવંગર કંઈબી ગુમાટા કે નિંદાને હમેશ વિશેષ ધ્યાન સાથે ઉત્તેજન આપશે. આપણે તેવા અક્કલહીણો ઉપર અફસોસ કરીનેજ અટકશું, કારણકે સારૂં નહી જોઈ શકનારા અને એકને માટે બીજાના મન ખરાબ કરનારા મુજીઓ તો આજે દગલે દગલે અને ઢગલે ઢગલે મલશે પણ તેવાઓને ઉત્તેજન આપનારાઓને આપણે એકજ તમાછો લગાવી એટલુજ કહી શકીયે કે જ્યા સુધી એક માણસ સાથે જાતે સંબંધમાં અવાનુ નથી ત્યા સુધી તેના પરમાર્થી અને પરોપકારીપણાના સદગુણો જાણી શકાતા નથી.

અંતે જ્યારે સાવક કજીયો જીત્યો ત્યારેજ તેવો હલકો વિચાર રાખનારા કેટલાકોએ સાવક વિષે ઊંચું મત બાંધ્યું, પણ હવે એ કુથલો પડતો નાંખી આપણે બીજા તરફ જોઈએ.

પુણેથી ઉપડેલી નાજાં હૈદ્રાબાદમાં જઈ પોંહચી. આ વેળાની તેણીની બીજી મુસાફરીમા તેણીના વર્ગમાં એક ઈંગ્રેજ બાનું હોવાથી તેણી જરાબી ગમગીની વગર વખત પસાર કરી શકી.

જોકે નાજાંના મુંબઈ અને પુણા છોડવાના દરેક પગલાં લગાર ઉછાછલા હોય તોપણ તેમાં એ નિર્દોષ અબલા માટે સૌથી વધારે આશીરવાદ જેવું એજછે કે પોતાની તથા ખાનદાનની આબરૂ જલવાય અને પોતે હાંશેલ કીધેલી ચઢતી પંકતીની કેલવણીને અપજશ નહી મલે એવી રીતી નીતિથી ચાલવાને તેણીએ મજબુત ઠરાવ કરયો હતો, અને સંખ્યાબંધ સંકટો છતાં તેણી પોતાના આ ઠરાવ ઉપર કેવી સરલ રીતે અમલ કરે છે તે આગલ જતાં વાંચકો સેહેજમાં વિચારી શકશે.

તેણીનો ઉતારો હૈદ્રાબાદનાં એક નાહના પણ સફાઈદાર હોટેલમાં હતો; જ્યાં ઠરીઠામ થયા પછી તેણીએ વીચાર્યું કે એમ હોટેલમાં પડી રેહેવાનાં કરતાં કેથે પણ આબરૂભરી રીતે નોકરી રહ્યા વગર તેણીનો છુટકો નથી. આવા નેક નીયમથી તેણીએ એક લાયક જગાની તજવીજ ચલાવા માંડી.

તપાસ કરતાં એજ દીવસમાં તેણીને ખબર મલી કે એક આબરૂદાર કુંટુંબવાલા ઇંગ્રેજ ગ્રહસ્થને પોતાની બે નાહની બેટીઓની સંભાલ અને કેળવણી સારૂં એક આબરૂદાર સ્ત્રી શીક્ષકની અગત છે. આ ઉમેદવારી માટે નાજાંએ હોટેલના માલેક કે જે ખરેજ ઘણો નમનતાઈ વાલો ગ્રહસ્થ હતો તેનો વિચાર પુછયો. એના જવાબમાં તે ભલા ગ્રહસ્થે તેણીને જો તે માટે ઉમેદવાર થવુંજ હોયતો તે તક નહીંજ ખોવાને મજબુત ભલામણ કીધી અને પોતાને તે કરનલ સાથે સારી પીછાણ હોવાથી બનતી મદદ કરવાને મરજી દેખાડી. વલી તેણે તે અંગ્રેજી અમલદારની મડમના સ્વભાવ અને સદગુણની સ્તુતી કરી અને રૂપીઆ ૧૦૦) નો પગાર તેમજ એવી લાયક જગા તેણીને બીજી મલવી મુશકેલછે એમ પણ ખાતરી આપી.

જેઓ સ્ત્રી કેલવણીની વીરૂધ છે અને જેઓ તેના સર્વોત્તમ

ફાયદા માનતા નથી તેમજ જેઓ કેળવણી માટે તેઓને કમતાકાદ સહમજેછે; તેઓએ, આખરથી એક સ્ત્રી કેટલું કેટલું કરી શકેછે તેનો આવાં દાખલાથી સેહેજ ખ્યાલ કરવો જોઈએ. ખચિત, નાજાંનાજ દાખલાને નહી વલગી રેહેતાં આપણે સ્ત્રીઓની ઉંચા પ્રકારની તરબીયત અને કેલવણી લેવાની તાકાદ અને લાયકાત માટે તેઓની ખાતરી કરીશુ. એક કેલવાયલી સ્ત્રી એક મીસકીન મકાન કે એક માતબર હવેલીમાં એક છોકરી, બેહેન, બાયડી, કે માતા તરીકે એક શ્રેષ્ટ આશીરવાદ જેવીછે–ગોયા સર્વ સુખનું તેણી એક ભુષણ છે. આજે કંઈક બી, એ, થયલા કે વકીલ થયલા અથવા તબીબ થયેલા કે બીજા હુનરમાં પડેલાં ચાલાક જવાનો કંઈક વેળા ૧૦૦) રૂપીઆનો પણ દરમાયો પાડતા નથી ત્યારે એક સ્ત્રી કેલવણીના સંગીન લાભ અમો તેઓની અને વાંચનારની મુનસફી પરજ મેલીશું.

નાજાંએ જોયું કે આ ચાકરી જેવી બીજી મળવી મુશકેલ છે, પણ તેજ વીચાર સાથે આ પણ ખ્યાલ તેણીને આવ્યો કે ચાકરી ગમે તેવી સારી હોય તોપણ જાતભાઈને ત્યાંની વાતજ જુદી હોય ! ગમે તેવી આ ભલી શેઠાણી મલશે પણ તે પરકોમની છે; અને વળી કોઈ પણ દીવસ નાજાંએ આવા કામ બજાવેલાં નહી હોવાથી તેણી મુંજવનમાં પડી.

અંતે પોતાની હાલતનો અને હોટેલમાં એકલાં પડી રેહેવાનો ખ્યાલ હૈડે ધરી–લછમી ચાંલ્લો કરવા આવીછે તો મોહું ધોવાને ખોટી ન રેહેતાં–આ નોકરી માટે પોતાને તૈયાર કરવાને હીમ્મતથી ઠરાવ કર્યો. તુરત તેણીએ તે કરનલ ઉપર ટુકપણ લાયક શબ્દોમાં પોતાની ઉમેદવારી માટેની એક અરજી મોકલી જેનો સારા ભાગ્યે ખુશી ભરયો જવાબ ફરી વલ્યો

નાજાંએ આ નવી નોકરી તેજ દીને ચાલુ કીધી. તેણીના આ નવા શેઠ શેઠાણી દેશીઓ તરફની તેમની લાગણી, ભલા ગુણ અને મલતાવડા સ્વભાવથી હૈદ્રાબાદમાં બહુજ જાણીતા અને માનીતા હતા. નાજાંને, કરનલ કેનનની નેલી અને લીલી નામની બે બેટીઓની સંભાલની સરદારી સોંપવામાં આવી હતી. નેલી ૯ વર્ષની અને લીલી ૮ વર્ષની બાળકીઓ હતી, જેણીઓને વાંજીત્ર અને બીજી કેલણીની આપવાનું કામ નાજાં ઘણીજ ફત્તેહમંદી સાથે બજાવતી જતી હતી.

છ માસમાં તો કરનલ કેનન અને તેની ભલી મોહોરદાર નાજાંની દરેક હીલચાલ અને રીતભાત તેમજ બચ્ચાંઓ તરફની તેણીની ઉત્તમ કાલજીથી બહુ ખુશ થઇ ગયા અને પોતાની વહાલી બેટીઓની સંભાલ લેનારી આવી લાયક બાનું મલવાથી તેઓ તેણીને એક આયા તરીકે જરાબી નહીંજ ગણતાં, તેણી તરફ સર્વ માનથી જોતાં હતાં; અને તેવાંજ માન અને હરખ સાથે હૈદ્રાબાદનાં અમલદારો અને માનવંત મંડળમાં તેઓએ નાજાંની લાયક સ્તુતીથી તેણી માટે સારો વીચાર બેસાડી દીધો હતો. મોબાદાર. જાહેર તેમજ ખાનગી મેલાવડાઓમાં તેણી કરનલના કુંટુંબ સાથે હમેશ હાજરીઆપતી હોવાથી આખા હૈદ્રાબાદના શેહેરી મંડળમાં તેણી એક ભારે ચકચારનું રૂપ થઈ પડી હતી. પણ કરનલ કેનન અને બીજા અનેક અમલદારોનાં કુંટુંબ તેણી સાથે ઘણી ખુશ વાતચીતોમાં વખત ગુજારતા હોવાથી કોઈપણ આ અતુલી પારસી- બાનું માટે જરાપણ શંકા ભરયા વીચાર બાંધી શકતા ન હતા.

એવી રીતે છ મહીના વહી ગયાં, પણ આ નિર્દોષ નારના નસીએ તેણીની પડતી દશામાં હજુર સીતમો બાકી હોય તેમ કમભાગ્યે કરનલ કેનનને એક પ્રાણઘાતક અકસમાત થયો ! કરનલ શીકારના અનંત શોખીન હતા, અને હાઈદ્રાબાદમાં તેવણે એક પાકા શીકારી તરીકે ભારે સ્તુતી મેલવી હતી.

વાંચનાર ! જેમ બને છે તેમ શીકારીઓનું મો'ત કોઈવેળા શીકારના સપાટામાંજ આવે છે, તેજ પ્રમાણે કરનલ કેનન હાઈદ્રાબાદનાં જંગલમાં શીકારે જતાં એક મોટા વાઘના ભોગ થઈ પડયા હતાં. કરનલના મરણથી તેનાં કુંટુંબને ભારે ગમ લાગો, જયારે બીચારી નાજાંનો તો મોટી ઊમેદનો મોટો આસરો ભાગો.

કરનલનાં બાનું આ માહેતમભર્યા બનાવ પછી પોતાની બેટીઓને લઈ પોતાને સ્વદેશ જવા માટે ત્યાંથી ઉપડવા તૈયાર થઈ, જેથી નાજાંને લાચારીએ આ સુખ, સાંતી, અને સોભા મોબાભરી નોકરીને છેલ્લી સલામ કરવી પડી ! કરનલનાં કુંટુંબનો એણી ઉપર અનંત ચાહા હતો, અને તેઓ સઘળા ઇચ્છા હતાં કે એવાજ કોઇ અમલદારને ત્યાં તેણીને રખાવીનેજ તેઓ વિદાય થાય; પણ ત્યાં તેવો અમલદાર તુરતવેળા કોઈ નહીં હતો

કરનલની જગાએ જે અમલદાર આવનાર હતો તેનું કુટુંબ ઈંગ્લાંડમાંજ હતું. આથી અંતે નિરાશ થઈ મિસીસ કેનને મધરાસ ખાતે રેહેતાં પોતાના મામા મેજર મારટીન ઉપર એક સરસ ભલામન પત્ર આપવા સાથે તેણીની છ માસ સુધીની નોકરીની લાયક પિછાંણ દાખલ એક અતિ મગરૂર થવાજોગ સરટીફીકેટ અને પોતાના કુટુંબની યાદગારી દાખલ એક સોનાની ઉમ્દા બારીક કારીગરીની સાંકળી તેણીને ભેટ આપી.

ભારે દલગીરી અને દુ:ખ સાથે નાજાંથી છુટા પડતાં મીસીસ કેનને અને તેની બન્ને બેટીઓએ ગમગીનીના આસુંઓ વરસાવ્યાં, અને તેણીને તથા તેણીની ભલી સેવાઓને તેઓ હજારો કોશ દુર જતાં પણ નહી ભુલશે એવી ખાતરી આપી.

"પોતાની ઉમ્દા તરબીયત અને વિવેકી વર્તણુકથી તેણી કોઈબી કુટુંબના બચ્ચાઓને બહુજ સુખી બનાવી શકે એવાં નાજાંમાં ગુણ હોવાથી ઈગ્રેજ કામ કરતાં પોતાના અને હીંદુ તેમજ મુસલમીન વર્ગમાં આવી ઉત્તમ કેલવણીનો ઝરો વેહેતો કરવાને હવે તેણીએ કોશેશ કરવી" એવા છેલ્લા શીખરૂપી શબ્દો સાથે તેણીએ અને બે બેટીઓએ ગંભીર ચેહેરે નાજાંને છેલ્લી સલામ કીધી.

હવે એકલી પડેલી નાજાં કયાં જશે?



## પ્રકરણ ૧૭ મું.

## લશકરીના લગન

મળે જોડે જોડી તો સાંધણ સંધાય;
બને નહીં વર વહુંને-'ચૉરીમાં ચચરાય'
નહીં, કાળાં તે કપટી નહીં ગોરાં ગુણવાન,
ગુણ જેમાં જેવાં તેવાં તે મુલવાન.

નાણાવટીના બીજા દોસ્તોની આપણે હવે ખબર લઈશુ.

બીજા પ્રકરણમાં જે ત્રીજા જવાનની વાંચનાર સાથે પીછાણ કરાવી છે, તે નાણાવટીના મીત્ર વીકાજી જેવોજ એક ફક્કડ જવાન હતો. વીકાજી માટેતો આપણે વિચારી ચુકયાં અને હજુર પછી પણ વમાસન કરવા જેવું ઘણુંક આવશે પરંતુ નાનાભાઈના ત્રીજા દોસ્ત ફીરોઝ લશકરીની તો માત્ર ઓલખજ આપી પડતે મેલ્યો છે તેથી આપણે તેને તપાસીશું.

ફીરોઝ લશકરીના ગુણ, જ્ઞાન, અને પૈસા માટે તો આપણે બીજા પ્રકરણમાં જોઈ તથા જાણી ચુક્યા છૈયે. નાનાભાઈને ત્યાંનો તેનો ચાલુ આવજાવ માત્ર નાજાંનાં ખેચાણનુંજ પરીણામ હતું, કે જેણીને પોતાના પૈસા અને ભપકાના બાહારના દેખાવની પેહેલા નંબરની નરમાસથી હાથ કરવાને તે મોટી પણ ખોટી આશામા ખેંચાયો જતો હતો. નાજાંએ ઘણાક ઈંગ્રેજી નીતિમાન વાર્તાઓનો અચ્છો અભીયાસ કર્યો હતો, તેથી તેણી એવા સફેદ ઠગોના હાથ પર ઠગાય તેવી કાચી હતીજ નહી. તેણી ખાનગી કે જાહેરમાં પોતાના પીતાના ત્રણે મીત્રોને ઘટતું અને એકસરખુ માન આપતી હતી. અને તેઓને ખુશ વાતચીતથી સરખી નજરે ખુશી રાખતી હતી-કે જેમ કરવામાં એ કેલવાયલી કુંવારીકા પોતાની એક વિવેકી ફરજ પુરેપુરી બજાવતી હતી એટલુંજ આપણે કહીશું.

નાજાંનાં જવા પછી નાનાભાઈના મીત્રોનો જે ચાલુ આવજાવ હતો તે હવે ક્વચીત થઈ પડયો. અને જયારેબી તેઓ એકઠા થતા ત્યારે તેઓ નાનાભાઈની તરફેણમાં બેહદ લાગણી દેખાડતા.

ફીરોઝ લશકરીના મોટે ઠેકાણેથી માંગાં આવતા હતા, અને તેમ છતાં વધારે ચીકાસદાર સાથે વધારે મીઠાસદાર શોધતાં અંતે તેવણ એક ઠેકાણે આંખમીચીને એવા તો અફલાયા કે "એથી વધારે સારા" બોલના, તેનેહાથ લાગેલીએ 'એથી વધારે સારા' સવાદ તેવણને ચખાડયા. મોટામોટા ખ્યાલ પછી ફીરોઝ લશકરી પોતાના માતાની મરજી ઉપરાંત બેહેરામુગાની બચુ સાથે અદરાયો.

બચુ ફકત પોતાના એક ઘરડા ફુઈ અને એક અઢાર ઉમરની વીધવા કાકી સાથે એક નાહના બંગલામાં ખેતવાડીનાં ખુણામાં રેહેતી હતી. બચુના બાપ મનચેરજી બેહેરામુગા બંગાલમાં મોતા કંટ્રાકટર હતા અને પોતાની દોલતને ચીનના વેપાર સાથે ભેલીને બેવડી કરી મેલી હતી. તેવણનું કુટુંબ ઘણું નાહનું હતું, અને તેવણે ગરીબાઈમાંથી રંજ ખેંચી ગંજ મેલવેલો હોવાથી પોતાની એકાંતવાસ જીંદગી સુખ સાંતીમાં પસાર કરવાને તેવણે પોતાની ઘરડી બ્હેન અને અઢાર ઉમ્મરની ભોજાઈને સુરતથી બગાલે બોલાવી પોતાની સાથે રાખ્યાં હતા. બીચારાએ બેજ વર્ષ સુખમાં ગુજારયા અને પછી પોતાની લાડકી બચુને સઘલી દોલત સોંપી

આ બે બુજર્ગ બાઈઓની સંભાલ લેવાની તાકીદ આપી, તેવણ તેણીને ૧૬ વર્ષની ઉઘરતી વયમાં એ વીધવાઓના શીરછત્ર હેઠલ રાખી સદાંના આ જેહાનથી દુર થયા !

બંગાલના બંગલાઓ વેચીને બચુ એક માસમાં પોતાના ફુઈ અને કાકી સાથે મુંબઈ પાછી ફરી અને તેણીના એ તરફના સખ્ખાબખ્ધ દોસ્તોમાંથી એક ફાંકડા દોસ્તે તેણીને માટે મુંબઈમાં સર્વે સરનજામથી તૈયાર કરેલા એક બંગલામાં તેણી આવી રહી.

૭ માસ તો વિલાપમાં વિટયા પણ ત્યારબાદ બચુનો શોક શોખમાં બદલાવા લાગો. બાવાની દોલત અને માનથી તેણીએ હીંદુસ્થાનનાં મોટા મોટા શેહેરોની મન માનતી મજાહ ભોગવી હતી--જે અનેક મુસાફરીની મોજ સાથે તેણીએ ૧૭ વર્ષની વયમાં અનેક ફાંકડા જવાન્યાઓને મીત્ર બનાવવાની પણ મજાહ મેલવી હતી.

દેશ પરદેશથી બંગાલ જતા જરતોસ્તી જવાન્યાઓને બેહેરતી મનચેરજી મેહેરામુગા પોતાના બાહાદસાહી મકાનમાંજ આવકાર ભર્યો આસરો આપતા હતા; અને જે જવાન્યાઓ તેવણની અને બચુની માયા કુલ મેહેમાનદારી અને ખેરખાહી ભરી ખાતરદારીનો પુરતો લાભ લઈ આવ્યા હતા તેમાં ડાકટર સાપુર સુરતી એક વધારે પલોટાઈ ગયેલો પહરોણો હતો, જે મુંબઈથી પોતાના ખાનગી કામ માટે બંગાલે જઈ પોંહોચ્યો હતો અને ત્યાં બચુનો તે માનીતો મીત્ર થઈ પડયો હતો.

બચુ પૈસાદાર બાપની બેટી હતી, એમ છતાં અને બંગાલા જેવા બોહલા શેહેરમાં વસ્યા છતાં તેણી અભણ રહી હતી. બચુ ઈંગ્રેજી જાણતી હતી પણ તેની તેણીએ સંગીન તાલીમ નહીં લીધી હતી. લાડમાં ઉઘરેલી એ લાડકી છોકરીએ પરદેશ વચ્ચેની એકાંત જીંદગીમાં આજ કાલના કેટલાક પોગલ સુધારાથી થતું નવું જુનું અને લીલી સુકી વેઠેલી નહી હોવાથી ડાકટર સુરતી જેવા મુંબઈગરા એક ભપકાદાર પોશાકના, ડાકટરજી થયલા, ગાયણ ગાઈ તથા વજાડી જાણનારા એક ફાંકડા જવાન્યાને જોઈ તેવણ પેહેલા દેખાવમાંજ મોહીત પડયા ! પણ જયારે બાવાજી તરફથી તેવણે જાણ્યું કે ડાકટર સાહેબ તો સુરતમા પરણેલા છે, ત્યારે તો આ

ઉછાછલી બચુની ફુલડાઇભરી આસાઓ તો જાણે પાણીમાં પીગ લાઇજ ગઈ ! એમ છતાં બચુએ આજ સુધી તેની સાથે અતી માયાભરી મીત્રતા ચાલુજ રાખી હતી. અને મુંબાઈમાં જે બંગલો તેણી માટે તૈયાર થયો હતો તે એ માનીતા મીત્રની મમતાભરી તસદીનુંજ પરીણામ હતું.

પુરતી દોલત પણ અભણ હાલત વચ્ચે એકાદ બે બુઝોર્ગ, ડાળપાંખડા શીવાય વધુ વ્હાલાંઓ વગરની બચુ જેવી એક લાડકવાઇ છોકરી માટે પઇસાની રેલછેલમાં સંસારી દુઃખની ભેલસેલ વધારે ભેલાયલી રેહે તો તે બનવા જોગ છે.

પઈસા અને લાડનાજ મલેલા બાપીકા વારસા કરતાં પોતે મેલવેલી સારી તરબીઅત અને સંસારી કેલવણીથી એક અબલા પોતાના ભવિષના સુખ યાને પતીના ઘરને કેવી સેહેલાઈથી સદાનું સુખી બનાવી શકે છે તેનો પઈસાનાંજ ચલકાતમાં ચલકતી બચુ જેવી એક ઊછાછલી છોકરીને તો ભાગ્યે સેહેજ પણ ખ્યાલ હોય.

મુંબાઇમાં છ માસ વીટયાં કે બચુ એ ડાકટર સુરતીની સીફારસ અને સંગતથી કંઈક મોભાદાર અને ભપકાર મેલાવડાઓમાં ચાલુ પગ પેસારો રાખ્યો. અને જયાં પઈસાનીજ પમર ત્યાં પછી મીત્રોની ચમરનું પુછવુંજ શું ? બીજા છ માસમા તો તેણીએ પોતાને મુંબઇનાં કેટલાક મંડળમાં માનીતી બનાવી દીધી.

તેણીની આવી મોજ શોખભરી કુંવારી જીંદગીપર લલચાઈને ઘણાક કુંવારાઓએ—ખાસ ગેરીજ બાનુંઓ સાથે પરણવાને ઓં-હોંસ લઈ બેઠેલા કંઈક જવાન્યાઓએ—બચુના હાથની માંગણી કીધી, પણ પોતાનાજ જેવી હાલતનાં કોઇ જવાનને વધુ પસંદ કરવાનો હાવભાવથી તેણીએ એ સઘલી માંગણીઓ ના પાડી, કંઈક બદેખાંઓના બેટાને પણ બાજુએ બેસાડયા.

એક સીતલ સાંહાંજે ચોપાટીના દરીયા કીનારે ફરતા એકા એક બચુની નજર ફીરોજ લશકરી ઉપર પડી, કે જે પોતાના એક દોસ્ત સાથે ફરતો ફરતો ત્યાં આવી લાગો હતો. બચુ તેના બાહારના દેખાવથી પેહેલીજ નજરે લલચાઈ; અને જયારે પાછલથી ખબર કાઢતાં તેણીને એક પોતાની સહી તરફથી એમ જણાવ્યું

કે ફીરોજતો પઈસાવાલો કુંવારો જવાન છે. તથા પોતાની માતા સાથે ગોવાલ્યા તલાવ આગલનાં એક બંગલામાં તે એકલો રહેછે. ત્યારે તો તેણી વધારે લોભાતી ચાલી.

હવે બીજી ગમ એજ બચુ માટે ફીરોજ લશકરીએ ઘણું સાંભલ્યું હતું, અને તેણી દર આતવારે ચોપાટી તરફ ફરવા આવતી હોવાથી આજે તે તેણીને ખાસ જોવા સારૂજ આવી લાગો હતો. તેણીને રંગે ઝાંખી પણ પઈસે ચલકતી જોઈ તે પણ પેહેલા ખાવમાંજ દબાઈ ગયો. તેણે પોતાની માતાને મનાવી એક મોએદ પાસે બચુ પર માગું મોકલાવ્યું.

બચુના બાપે તેણીને જે વારસો આપ્યો તે પઈસાનો હતો અને એ પઈસાએ તેણીને છુટા પણાનો હીસ્સો દેખાડયો એટલે પર ણેલી જીંદગીમાં છુટાપણું અટકે. નહીં તેની સંભાલ રાખીને તેણીને સંસારી જીંદગીમાં જોતરાવાનું હતું; અને તેવીજ સાહુચેચેતીથી આ લલચાયલી લાડકીએ લોભાયલા ફીરોજનો હાથ કબુલ રાખ્યો.

બચુ એકાએક અદરાઈ અને હવે પરણવાની પણ એકાએક દોડાદોડ ચાલી રહી.

બન્ને વર કન્યાનાં મુરબીઓ તો બેહેસ્ત મુકામે જઈ પુગેલા હોવાથી બન્ને તરફનો કારભાર બન્નેના પોતપોતાના મીત્રોના હાથમાં હતો. ફીરોઝના ગરીબડા સગાઓતો હતા કે જે માટે વાંચનાર બીજા પ્રકરણમાં જોઈ ગયા છે, પણ તે ગરીબડા હોવાથી ફીરોઝશા ભાગ્યે બાર મહીને તેઓની દાદ પુછતા; પણ તેની માયની શરમને લીધે સૌંનો તેની ઉપર ઠીક પ્યાર હતો. ફીરોઝના કાકાની પુતલી નામની એક છોકરી હતી કે જે કમનસિબ છોકરી વીસ વર્ષની ઊછલતી ઊમ્મરમાં વિધવા બની હતી. તેણી પરણ્યાની આગમચ આવી અભાગ્ય હાલતે પુગી હતી તે બે વર્ષ પછી પાછી તેણી પોતાના ગમને છોડી ગરીબ ગુન્જાસે પેહેડવા ફરવા લાગી. ફીરોઝના લગણની ધામધુમ આ પુતલાં જેવી પુતલીનીજ સરદારી હેઠલ ગાજી રહી હતી, કે જે બીનાથી બચુ તો તદનજ અંજાણી હતી.

બચુ તરફની ધામધુમનો ઠાઠમાઠ તેણીના માનીતા મીત્ર ડાકટર સુરતીના અમલ હેઠલ હતો. કાંકે મુંબઈમાં તેણીના કોઈપણ સગા હતાજ નહી.

જેમ ફીરોઝના કારભારીથી બચુ બે ખબર હતી. તેમ તેણીના કારભારીથી ફીરોઝ અંધારામાં હતો, જે સઘલું લગણ વખતે અજ વાલામાં આવ્યું, અને ત્યાંજ આ નવા જોડા વચ્ચે પેહેલું પજરણ પડયું!

## પ્રકરણ ૧૮ મું.

## દોરાબજી દુરબીન.

ખુદા મારી બાજુમાં આપે જો જોર,
ને નાચે મુજ નસીબનો ઊંચ પગલે મોર
તો નથી મુજ દુશમનની જરાબી દરકાર;
બસ છે મારા દીલમાં એકજ તુંજ પ્યાર.
ખુદા મારી બર લાવશે દીલની મુરાદ,
ને તુંજનાજ આધારે બનીશ પુર સાદ.

કલનલ કેનનની કમનશીબ વિધવા અને બે બાલકીઓની હમેશની છેલ્લી શલામ શાથે છુટી પડીને નાજાં પાછી પેલાજ હોટેલમાં જઈ રહી કે જ્યાં તેણીએ પેહેલો ઉતારો લીધો હતો.

"શું હેદ્રાબાદમાં તજવીજ કર્યાથી કોઈ પારસીને ત્યાં નોકરી નહી મલશે" નાજાંએ તે હોટેલનાં ભલા માલેકને બોલાવીને પુછયું. પણ કસો સંતોષકારક જવાબ નહી મલ્યાથી તેણી અંતે મધરાસ તરફ બીજે દીને ઉપડી ગઈ.

મધરાસમાં પણ તેણીએ એક આબરૂદાર હોટેલમાં ઉતારો લીધો, અને ત્યાં જતાં વાર મેજર મારટીનના મકાનનો પત્તો મેલવ્યો.

મેજર મારટીન એક દેશી લશ્કરી ટુકડીનો અમલદાર હતો, કે જે તેના તીખ્ખા મીજાજથી મધરાસમાં ઘણોજ અલખામણો થઈ પડયો હતો. નાજાંએ જયારે તેની પુછપરછ કરવા માંડી ત્યારે તો એક સરખા અવાજના આવા એકમતથી તેણી અતીઅંત ગમગીન થઈ; એમ છતાં એકલા પડી રેહેવાના કરતાં તેણી ખુદાનુ નામ દેઈ મેજર મારટીનને બંગલે ગઈ;

મીશીશ કેનને આપેલી ચીઠી તેના હાથમા મેલ્યા પછી તેણી સારા જવાબની આશામાં બેઠી પણ તે આશા તો થોડાજ પલની હતી; કાં'કે તે મેજર શાહેબેતો ઈંગ્લાંડ જવાને તરતનીજ રજા મંગાવી હતી, જે બીનાથી મીશીશ કેનન તદન અજાણ હતી.

નીરાશ થયલી નાજાં ત્યાંથી હોટેલમાં પાછી ફરી અને એક બે દીવસ બીજે કેડે તજવીજ કરવાના ઈરાદાથી તેણી મધરાસમાંજ રહી.

નાજાં બીજે દીને એકલી બેસીને પોતાના વ્હાલા સાવકની જુદાઈમાં બલાપો કરતી હતી, અને પોતાની આવી હાલત માટે અફ્શોશમાં હતી તેટલાં તે હોટેલના એક માણસે તેણીની ટેબલપર "મધ્રાસ મેલ" નામનુ ત્યાંનુ જાણીતું ઈંગ્રેજી પત્ર લાવીને મેલ્યું.

ગંભીર ચેહેરે તેણીએ તે ન્યુંસ લઈને પોતાનું મન વાંચવામાં રોકયું. અને વાંચતા વાંચતા "જોઈએ છે" એવા મથાલા હેઠલની એક જાહેર ખબર ઉપર તેણીનું ધ્યાન ખેંચાયું. ત્યાંના એક તવંગર ગણાતા પારસી શેઠીયા દોરાબજી દુરબીને પોતાની ત્રણ છોકરીઓને ઈંગ્રેજી શીખવવા સારૂં રૂપ્યા ૫૦) ને પગારે, એક સ્રી શીક્ષક મેલવવા માટે એ જાહેરખબર છપાવી હતી.

માણસનું નશીબ કેવી અચીંત રીતે ખોલેછે તેનો આ પણ એક ખરે લાયક દાખલો ગણાશે. નાજાં આ વાંચીને ખુશી થઈ અને જરૂરીયાત ખોટું બોલ્યા વગર ચાલનાર નથી, તેથી તેણીએ પોતાનું નામ નાજાં બદલીને "શીરીન" રાખ્યું: કેમકે કોઈ વેલા સપડાઈ જવાની તેણીને ધાસ્તી હતી, તેથી પુખ્ત વિચાર પછી પોતાના આ નવા નામ સાથે પોતાના વ્હાલા શાવકનું નામ જોડ્યું કે. વખત પડે ત્યારે તેણીએ તદન જુઠઠું નામ આપ્યું છે એમ પણ ગણાય નહીં.

તેણી ગાડીમાં બેસીને પેલી જાહેરખબર છપાવનાર ગ્રહસ્થને બંગલે ગઈ. જ્યાં ગાડી ઉભી રેહેતાંજ, તે ગાડી એક બાજુએ ઉભી રાખવા ને હુકમ કરી નાજાં બંગલામાં ગઈ.

હવેથી આપણે નાજાંને તેણીના ધારણ કીધેલાં "શીરીન"ના નામથી ઓલખીશું.

દરવાજામાં દાખલ થતાજ તેણીએ એક ભપકાદાર પોસાકનો પોહરેગીર જોયો, જેને તેણીએ દોરાબજી દુરબીન બંગલામાં છે કે નહી તે વિષે પુછ્યું. તેણે કહ્યું કે "હા-બાઈ સાહેબ—શેઠજી ઉપર છે" તેનો આ જવાબ સાંભલતાજ શીરીને તેને અરજરૂપી હપે કહ્યું કે "એક પારસી બાઈ મલવા માંગે છે એમ શેઠ તથા બાઈને જઈ અરજ કરવી."

તે પોહરેગીરે આ સાંભલતાંજ શીરીનને એક ખુરશી આપી

નીચલા દીવાનખાનામાં બેસાડી; અને એક હમાલ પાંસે તેણીના બોલો શેઠને કહેવાડયા.

"એ વળી કોણ છે ?" હમાલનાં ખબર આપતાં દોરાબજીના ધણીઆની ટન્કામાં બોલ્યાં.

"હશે કોઈ આબરૂદાર માણુસ, કંઈ સબ બસર મુલાકાત કે સલાહ લેવા આવ્યુ હશે." દોરાબજીએ પોતાની ધણીઆણીના સવાલનો સભ્યતાથી જવાબ આપ્યો. "જા, જો બેહેરામજી બોધાના બેટી બચુબાઈ હશે; કાંકે તેવણે ગઈ કાલે; આપણુને મળવા આવવા કેહેવાડયુ હતું.

"ઓવાય-હોશે," ધનબાઈજી છછની પડયા "ઉપર તેડાવીચતો હવે આવશે ત્યારે તેણુ શાંમ્બે લેવા શાનુ જાય ?"

"વારૂ જા તેવણુને ઉપર લેઈ આવ" દોલી શેઠે ઓરડાની બાહાર ઉભેલા હમાલને હાંક મારી હુકમ કીધો અને હમાલ ઉપર લેઈ આવ્યો.

દોરાબજી તેમજ ધનબાઈજી આએ કોઈ નવી આવનારી બાનુંને જોતાંજ અચરત થયાં; કારણ કે તે તેઓને અંજાણી હતી. જો કે માનને માટે તેઓએ તેણીને યોગ્ય આવકાર આપી એક સુંદર ટેબલ આગલ એક શોભાયમાન ખુરશી આપી બેસાડી, તોપણુ જયાં સુધી શીરીન પોતે કોણુછે તે બોલી બતાવીને તેઓને ઉપજેલી અચરતી તેણીએ ભાંજી નહી ત્યાં સુધી તેઓથી પણુ તુરત કંઈ પુછાયું નહીં.

"મી. દોરાબજી" શીરીન ખુરશી ઊપર બેસતાં દોરાબજી તરફ નજર કરીને બોલી "તમો મને પીછાણુતા નથી. તેથી મીહરી ફરજ છે કે તમોને મારી પીછાણ આપવી. અત્રે પ્રગટ થતા અંગ્રેજી પેપર 'મધરાસ મેલમાં' તમોએ છપાવેલી સ્ત્રી સીક્ષકની માંગણી વિષેની, જાહેર ખબર સંબંધી હુ અત્રે આવી છું. હુ ઈચ્છુંછું કે અગરજો તમો કોઈ બીજી સીક્ષક સાથે ગોઠવણુ કરી ચુકયા ન હોવતો તે માટે મારી ઉમેદવારી બાહાલ રાખશો. બેશક તમોએ તેમાં એક ઈંગ્રેજ સ્ત્રી સીક્ષકની માગણી કરીછે પણુ હું ધારૂછું કે અત્રે પારસી સ્ત્રી સીક્ષકની અછતને લીધેજ તમોએ તેમ લખ્યુ હશે."

દોલીશેઠ અને ધનબાઇજી આએ વાત સાંભળતાજ અચરત પામ્યા, કારણ કે એક અંગ્રેજ સ્ત્રી સીક્ષક કરતા આએ પારસણ સ્ત્રી સીક્ષક અંચીતી મલી જવાથી તેઓ ભારે હરખમંદ થયાં. તેઓને ખચ્ચીત એવીજ એક સીક્ષકની અગત હતી, અને અંચીતી તેવીજ મલી જવાથી તેમને ખુશી ઉપજે એ ગોયા ખુદરતી હતું. શીરીનના કેહેવા પ્રમાણે ત્યાં પારશી સ્ત્રી સીક્ષકની ભારે અછત હશે, પણ એમ કહીશુ તો ચાલશે કે ત્યાં એક પણ તેવી પારસી સ્ત્રી શીક્ષક હતીજ નહી!

"શું ત્યારે તમો તે ચાકરી માટે રાજી છો"? દોરાબજી પુછવા લાગ્યાં.

"હાજી" શીરીને જવાબ આપ્યો "એ ચાકરી માટે હું પોતે ઉમેદવાર છું"

"કેમ ધન; હવે તમારો શુ વિચાર છે" દોરાબજીએ પોતાના ધણીઆનીને પુછયું.

"આપણે ગઈકાલે વિચાર કીધો હતો કે," ધનબાઇજી આસતે આસતે બોલવા લાગા. "જમશેદજી જશાવાલાને મુંબઈ ખાસ લખીને તેનુ કોઈ સારૂં માણસ મંગાવ્યે પણ તેટલાં આએ બાઇ પધાર્યા છે તો એવણ સાથેજ નક્કી કરી લેઈએ."

ધનબાઈજી થોડોવાર થોભીને-"પણ ત્યારે હુ એમ પુછું દોરાબજી" તેઓએ પોતાના ગજવામાથી ચસમો કાહાઢી, તે પેહેડીને શીરીનને સારી પખે ટીકતાં--ટીકતાં બોલ્યા. ' કે આટલી ખોળ છતાં આપણને કોઈ જણાયું નહી, ને એકાએક એવણ કયાંથી નીકળી આવ્યા."

"જી"—ધનબાઈજીએ પોતાના ખાવીંદને પુછેલા આ સવાલનો તેવણ જવાબ આપે તે અગાઉજ શીરીને ખુલાશો કીધો. "હું ફકત ત્રણ દીવસ થયા અત્રે આવીછુંજી તેથી તમોએ મારે માટે હું ખુલ્લુ કહુછું કે કંઈપણ પ્રકારે આડો વિચાર રાખવોજ નહીજી."

"વારૂ ઠીક; ત્યારે નક્કી કરો" ધનબાઇજીએ દોલી શેઠને કહ્યું પણ "એવણને અંગ્રેજી ભાષાનું બરોબર ગ્નાન તો છે કેની ?"

"બાઇ સાહેબ" શીરીન લગાર મનમાં હસીને તેવણની અક્કલમંદી ઉપર આફરીન કરતી બોલી " મારે મોઢે મારી જવખાણ

હું કરનાર નથી. અગર મારા જ્ઞાન વિષે કશો પણું શંક હોયતો જુવો આ સરટીફીકેટ અને એમ છતાં હું તમને આગમચથીજ અરજ કરૂ છુ કે તે માટે અજમાએશ કરી લેવી"

'ધન'' ધનબાઇજીએ પુછેલા અણઘટતા સવાલ અને શીરીને તેના આપેલા લાયક જવાબથી તેણીની દયા ખાઇને દોલીશેઠ સરટીફીકેટ વાંચીને બોલ્યા. "એમ તે વારૂ કંઈ પુછવાનું હોય ? તું એટલુ નથી જાણુતી કે કોઈને એવી બાબદનુ જ્ઞાન હોયા વગર અમસ્થી કોઈ હીમ્મત કરે." હવે તેવણુ નાજાં તરફ ફરીને બોલ્યા "ફીકર નહી બાઈ, તમારે વિષે હમોને ઊંચુ મત છે. પણ તમોને શાત દીશ અત્રેજ રેહવુ પડશે. અલબતા ખાવા પીવા અને બીજા સર્વે અગત્યના કામ માટે તમારી અચ્છી બરદાસ્ત લેવાસે તે જાણુજો. વળી મેં જાહેર ખબરમાં રૂપયા ૫૦) લખ્યા છે પણ માહરી ખુશીથી હુ દરમાસે રૂપ્યા ૬૦)નો પગાર આપીશ હવે માહરી તરફથી તમોને જે કેહવુંછે તે ફકત એટલુંજ કે જેમ બને તેમ જલદીથી મારી ત્રણે બેટીઓને અંગ્રેજી ભાષાની ઊંચી તાલીમ આપવી. અગર તમો એ બાબદમાં દીલ લગાડી જો મારીખાતરી પુર્વક કામ કરશો તો હું જરૂર આવતે મહીનેથીજ તમારો પગાર વધારીને રૂ૭૫) કરીશ, વાસ્તે જો એ સરત તમોને કબુલ હોય તો કાલથીજ અત્રે આવી મારી ત્રણે બેટીઓને તમારે હસ્તક લીધાથી હું ખુશી થઈશ."

"હાજી. ઘણી ખુશીથી એ નોકરી મારે હસ્તક લઈશજી" શીરીન સગાર હસતુ મોઢું કરી નમીને બોલી "હુ આવતી કાલે અત્રે માહરા અસબાબ સહીત આવીશ" એમ બોલી તેણી કદાચ નાહસી આવી હોયે, અગર કાંઇ પણ બાબદ હશે, એવો તેમને કદાચ વસવસો ઉપજે તો તેણીને પોતાની નોકરીમાંથી કાહડી મુકે એવા વિચારથી તેણીએ વધું એ જણાવ્યું કે "હું વિધવાછું અને ખાવાદ હક થવાથી અને બચપણથી મા બાપ વગરની હોવાથી એવી રીતે રખડી પડીછું પણ તે કીરતારના સુક્ર કરૂંછું કે કેલવણીના બળે માહરા પેટ પુરતુ પેદા કરવાની મારામાં શકિત પુરતી છે."

શીરીને હવે નમ્રપુર્વક રજા માંગી, પણ તેટલાં તેઓની તે ત્રણુ છોકરીઓ ત્યાં આવી લાગ્યાથી દોલીશેઠે પાછી બેસાડી,

અને તેઓની સાથે તેણીની પીછાણ કરાવીને સુચવ્યું કે તેણીઓની જરા તપાસ લેવી. તેણીએ આ માંગણી ખુસી સાથ સ્વીકારી અને તેઓ શું સીખે છે, કયાં સુધી સીખ્યા છે વિગેરે સવાલ કરીને કેટલીક તપાસ લીધી. કેટલાંક સવાલ પુછયા જે તેઓને નહી આવડયાથી તેણીએ તેના સહમજ પડે એવા સરલ ભાષામાં ખુલા શાઓ કરી સંભળાવ્યાં. તેણીએ કરેલી આ ટુક તપાસથી દોલી-શેઠને તેણીના ઊંચા જ્ઞાન માટે ઊંચુ મત બેઠું. એ બાદ તેણીએ જવાની રજા માંગી, જે આપતાં દોલીશેઠે તેણીનું નામ પુછયું, જેના જવાબમાં પોતાનુ નામ "શીરીન સોહરાબ સકલાતવાલા" જણાવી, પોતાના ગજવામાંથી પોતાના સરસ અક્ષરે હાથે લખેલે કાર્ડ નમનસહીત કાઢી આપી, તેણીએ સર્વને નમીને રૂખસદ લીધી.



## પ્રકરણ ૧૯ મું.

## ધનબાઈજીના ધપકારા.

શાને સારૂં જુવાન એક ઓરતને તમે;
રજા આપી માહરે ઘેર રેહેવા તણે; ?
ન જાણો કોઈ ભુંડી ને લુચ્ચી જો હોય,
કારસ્તાનમાં કાબેલ ને લુતરી જો હોય—
તો પાડશે તે મુજ ઘેરનો શાખો ને નામ,
શાને માટે કીધો તમે એટલો દમામ ?

નાજાંએ ધારણ કીધેલું છુપુ નામ તે એ હતુ.

દોલીશેઠે તે કાર્ડ પોતાની પેટીમાં મુકયો.

વાંચનાર ! જોકે નાજાંએ ફરજની મારી આએ ખોટું નામ ધારણ કર્યું હતું, તો પણ અંદરખાનેથી તેણી દુઃખી બહુ હતી, કારણકે તેણી સારી રવેશે સમજતી હતી, કે તેમ કરવામાં અને લોકોને જુટ્ઠુ સમજાવામાં પાપ છે, પણ જયાં ઈલાજજ ખુટયો, ત્યા લાચાર !

દોલીશેઠનો બંગલો ભારે ભપકાદાર હતો. અને પેહેલ્લી નજરે નવા જોનારને, તેમાં વસતા કોઈ શોખીન અને તવંગર શેઠીયાનો તોર અને જાહોજલાલીની ગવાહી આપતો હતો. દોલીબા દયહ્યુ

દીલના હતા; અને ગરીબોની દાઝ દીલે ધરી હરદમ છુપી રીતે સખાવતો કરતા હતા, પણ તેવણુના ધણીઆની ધનબાઈજીથી તો ખુદા પનાહમાં રાખે ! એ ભરૂચની ભેંસ જેવી જાડી પારસણ અસલતો કોઈ બહુંજ ગરીબ અને અભણુ કુલની હતી, પણ નસીબ સંજોગે તવંગર ધણી મલવાથી ઘણીજ તુમાખદાર બની ગઈ હતી. તેના ઘરમાં સર્વ નોકર નફરો અને કારભારી તેણીથી બહુજ કંટાલતા હતા; કારણકે બીનસબબ તેણી તેઓને રંજાડતી હતી. વળી જોકે તેણી તવંગર ઘરે પરણી આવી હતી, તોપણ તેના અસલી ચીસ્સા જીવની ખામી તેણીમાંથી ગઈ ન હતી. તે જે કામ રૂપયે થવાનુ હોય તે આઠ આનામાંજ કરાવવાને રીકઝીક કરતી હતી. અલબત, એક બેએ ઈનસાફ ખાતેર આપણે એમ કબુલ કરશું કે તેણીની કરકશરે ફાયદો થાય, પણ તેવી માણુસ જાતે એવી રીતની કરવી જોઈએ કે જે જેમ ઘટતી તેમજ વાજબી ગણાએ. હદથી છેક બાહેર ગયેલી કરકસરને એક ધીક્કારવાજોગ કંજુંસાઈ કહીએ તો તેમા જરાબી ખોટું નથી એ કંજુસાઈના વર્ગમાં તેઓની કેહેવાતી કરકશરનો નીચે એકજ નમુનો આપીશું.

જો કોઈ ચાકરે મુનમાં દબ્બો ભરીને તેલ નાંખ્યુંતો તેની બીચારાની કમબખ્તી! "મુવા, તારા બાપ બપાવાએ તારેજ માટે દોલત એકઠી કીધેલી કેની, તેથી તું એકેક મુનમા બબે બાટલી તેલ નાખેછે, મુવા તાહરૂ કલેજું ટુટે, મને ખુમના પડાવતાનુ! જીવ લેવસ જો ફરીથી માહરી રજા વગર આટલુ બધું પુરીઊચ તો. મુનમાં આટલુ બધુ તેલ તે કેવુ નાખવાનુ હોય? મુવાં તેજ બસતે ભરાયે ભાએ મુન વાપરેલા કે કંઇ મારા બાપદાદાઓએ વાપરેલા યા નહી? થોડા તેલમાં સેહેજ કાકડો રહે તેમ કરીએ કે મજેનો જેવો જોઈએ એવો ભભુકદાર ઉજાસથી બલે !!"

પણ એતો તેઓની રોજની અને સાધારણ ગણાતી વાતછે. શીરાન જે દીવસે તેઓની પેહેલ વેહેલ્લી ચાકરી નક્કી કરવાને મુલાકાત લેઈ ગઇ, તે ગ્યા પછીની ધનબાઇજીની ધમકી તમે જુવો તો ડમકી જાઓ. હજુરતો તેણીએ દાદર ઉતરીને કંમપાઉન્ડ છોડયો નૈટલા તેવણે તો દોલીબાની ઝડતી લઈ નાંખી. તેમ કરવાનુ તેવણનુ

કારણ એકે રૂ ૫૦) જાહેર ખબરમાં જણાવેલા હતા, અને તેટલા પગાર પર રાજી થઈને શીરીન આવેલી છતાં તેવણે સાને માટે રૂ૧૦) વધારીને રૂપ્યા ૬૦) નો તેણીનો પગાર કીધો ? વળી બીજુ કારણ તેવણે એ ધાર્યું કે તેવણે એક જુવાન છોકરીને શાને માટે પોતાના ઘેરમાં રાખવા કહ્યું.

"દોરાબજી,! તમારી બૈરીના દુસમન મરે, તમે આએ શું કાચ્ચુ કાપ્યું ?" ધનબાઈજીએ સહરૂ કીધું. "સહમજ નહી હોય તો મારી સલાહ લઈએ કેની? એકદમ એક વગર પીછાણની બૈરીને શું જોઈને ઘેરમાં રાખવા તૈયાર થયા? તમે એટલુબી નહી વિચાર્યું કે કોણ આદમી હશે, યા કોણ જાણે કેવું હશે અને કેવું નહી?" તેવણે હવે ચાલા પાડીને વધાર્યું "બસ એકદમ 'માહરેજ ઘેર તમોને રેહેવુ પડશે' એમ કહી દીધુ!' પણ જુવો દોરાબજી એવુ ભોલુ દીલ નહી રાખ્યે. કોણ જાંણે, કોઈ દહાડે કોઈ મુવાં તેવા ભુંડાને બસ પડયા તો જોવા સરખું થઈ જાય જો. વળી તેને રૂ૧૦) વધારે સાંનાં જાસવા કહ્યા ? શું પેટીમાં ઉબ આવેચ કે કેમ ? એ મારી માયરી મુવું બે બે કલાક દહાડામાં શીખવે, ને તેના મહીને દહાડે સાહાઠ રૂપ્યા! શું મુઉંપોવો જમાનોબી આયોચ ! માહરો તો એજ વિચાર હતો કે પાસેના પીલીબાઈએ પોતાની પુતલી બાઈને વાસતે એક મડમ શીખવવા રાખીછે, તેને દશ રૂપ્યા આપીને પતાવતે, પણ કોણ જાણે આએ માટીડાને શું છે કે હુજત કરીને નાહક એટલા રૂપ્યા પાણીમા નાંખેચ. મહીને દહાડે એ રૂ ૬૦)ની ધાડ જેવી રકમ માંથી તો હું આજે ચાહે તે કરી ઉભી રેહું. મારૂ શું જાયચ, કરો તમારે ગમે તે. આખરે તમેજ પસતાસો. જરા બૈરીજેવી બૈરીનું માનો."

ધનબાઈજીના ધુલજેવા ધપકરાને વધુ લંબાવી મારા પ્રિય વાંચનારને વધું કંટાલો આપવા ઠીક જેતો નથી. આએ તો નરમ તોફાન છે પણ જયારે ગુસ્સાથી ગરમ થયાં હોય ત્યારે તો દોલી બાબી અકકર વકકરમાં પડી આએ ઓરડેથી પેલે ઓરડે બબડતા ફરે. એવાં એ ધનબાઈજી એકકા ગોધીયારા કરી મુકે!

ધનબાઈજીના આ તદન વગર વિચારના પટપટારાને દોલીબાએ ગણકાર્યું નહી. તેવણ તેણીના એ સર્વ ખુબીત્ર તા ખવાસથી ખબરદાર

હોવાથી કંઇ જાણુતા નહી હોય તેમ પાસે ટેબલ ઉપર પડેલુ વર્તમાન પત્ર વાંચવા લાગા. પણ ધનબાઈજીનો પટપટારો વધેલો જોઇ તેવણ લગાર ગુસ્સાથી બોલ્યા "ધન, તું તો દહાડે દહાડે બહુજ ખરાબ સ્વભાવની થતી જાયચ. તું જાણુતી નથી કે એને બદલે કોઈ યુરોપીઅન કદાચ મલી હતે તો તેને આસરે આપવો પડતે કે નહી? તે કરતાં એ બીચારી પરદેશણ હોવાથી અત્રે કાંઈ તેણીનુ ઘરબાર નથી કે ત્યાં તેણી રહી સકે" વીગરે વીગરે અચ્છી તરાંહથી તેવણ જયારે ટાઢું ઊંનુ બોલ્યા ત્યારેજ પછી આએ ધનબાઈજી નરમ પડયાં! કાંકે:—

સ્વભાવ જેનો તાતો તે સમ ખુરૂં ન જાંણુ;
સુખનો જીવ સંતાપમાં નાંખે બાળી પ્રાણ.

## પ્રકરણ ૨૦ મું.

## નવી નોકરીની નવી પીછાણ.

જે દોલીશેઠના ખાનદાનનુ આંપુ છુ બ્યાન,
તે માહરી નવી નોકરીની છે નવી પીછાણ.
હતો નર તે કદરદાન, માયાલુ ને નેક,
ધરાવતો ત્રણ બેટી, ને પુતર એક.
બેટીને ગુલ, મેહેર ને પીરોજા જાણ,
બેટાને તું નાદીરના નામે પીછાણ.

બીજે દીને શીરીન નાસ્તો કરીને દોલી શેઠને ત્યાં પોતાના અસબાબ સાથે આવી. તેણીએ પુણાથી ઉપડતાં પોતાને ઉપયોગની કેટલીક જરૂરીયાત ચીજો ખરીદી હતી. દોલીબાએ તથા ધનબાઈ જીએ તેણીને આવકાર આપ્યો, અને તે સુંદર મકાનના; પેહેલા માલની ઉપરના પાછલા ભાગ તરફ આવેલો એક આરાસ્તે કીધેલો સુંદર ઓરડો તેણીના ખાસ ઉતારા તરીકે આપ્યો. જેમાં તેણીએ પોતાનો સર્વ સામાન મુકાવ્યો; અને અચ્છી રીતે ગોઠવાવ્યો.

શીરીન પેહેલાં તો તે ખુબ ભપકાથી સણગારેલો બંગલો જોઇ અચરત થઈ. તેટલાં તેણી પણ તેવાજ એક સુંદર બંગલાની માલેક હતી, અને તેવીજ જાહોજલાલી તેણીએ ભોગવેલી તે યાદ આવવાથી વલી આ નીરદોષ અબલા થોડી પળ ગમમાં ગીરફતાર થઈ.

દોલી શેઠની મોહોટાઈનો વાંચનારના મન ઉપર સામટો છાપ મારવાને આટલુંજ બોલવુ બસ થશે કે તેઓના ઘરમાં પરચુટનં કામ કરનારા નોકરો લગભગ અરધી દજન હતા; જો કે અતરે ભુલી નહી જવું જોઈએ કે, તે રાખવા સાંમે ધનબાઈના રોજ ના ધરક ધુજારા અને રીકઝીક તો ચાલુજ હતી.

દોલીબાને એક બેટો અને ત્રણ બેટીઓ મલી (૪) ફરજંદો હતા; જેમાં છોકરો સઊથી વડો હતો, અને તેનું નામ નાદરશાહ હતું. છોકરીઓમાં વડીનું નામ ગુલબાનું, વચલીનું નામ પીરોજા અને છેલ્લીનુંનામ મેહેર હતું

નાદરશાહ જોકે ચંચલ હતો; તોપણ પૈશાવાલાનોજ એક પુરો પોરીઓ હોવાથી લાડકો બહુજ હતો, અને એવા લાડમાંજ તેવણે વખત ગુજારેલો હોવાથી અંગ્રેજી ભાષાની કેલવણી તેવણુ કાકાએ થોડી લીધી હતી. દોરાબજીની મરજી તો તે વેલાત જઈને સીખીને સીવીલ સરવંટ થઈ આવે એવી છતાં તે જયારે ઠોઠ નીકલ્યો એટલે તેઓનું કંઈ ચાલ્યું નહીં.

વડી પુત્રી ગુલબાનું વધારે ખુબસુરત અને બાહોસ હતી; જોકે બે નહાની છોકરીઓપણ કંઈ ઓછી ખુબસુરત અને હુશીયાર નહી હતી. શીરીન જેવી કેલવાયલી શીક્ષકના હાથમાં આવવા પછેથી તેઓની બાહોશી દીનપર દીન વધતી ગઇ. તેણીએ તેઓને ભારે મેહેનતથી સીખવવા માડી હતી એટલુંજ નહી પણ તેઓ ઉપર પોતાની સગી બેહેન સમાણુ પ્યાર રાખી તેણીએ નીતીના બોધો આપવા ચાલુ રાખ્યાહતા.

શીરીનની અતી મેહેનત લેઈને શીખવવાની. રૂઢી ઉપર દોલીશેઠ રાજી રાજી થઈ ગયા, અને બીજેજ મહીને શીરીનની આણાકાની અને ધનબાઇજીના વચ્ચે પડવા છતાં, પોતાની કબુલાત મુજબ તેવણે તેણીનો પગાર રૂ૫૦) થી વધારીને રૂ૭૫) કીધો. એટલુંજ કરી તે વણ કંઈ મુગા રહ્યા નહી પણ કહ્યુંકે જો તેણી એવીજ મેહેનત અને ઉલટથી તેઓની દીકરીઓને સીખવવાનુ જારી રાખસેતો આગલ જતાં રૂ૧૦૦)નો પગાર મેલવવાની આસા આપી.

દોલીશેઠની દીકરીઓ માટે આગલ એક. યુરોપીઅન સ્ત્રી શીક્ષક રાખવામાં આવી હતી પણ છ મહીનાવેર રૂ૧૦૦) નો પગાર લીધા છવાં તેણી શીરીન જેવી કેલવણી આપી શકી નહી. શીરીને ચાકરી લીધા પછે પેહેલેજ મહીને છ મહીને નહી સમજો એટલુ સેહેલાઈથી તેણીએ શીખવ્યું જેથી દોલી શેઠને ઉંચુમત બેઠું કે " મારી દીકરીઓ શીરીનને હાથથીજ કેલવાશે"

## પ્રકરણ ૨૧ મું.

## નાદરશાહની બીમારી.

પ્યાર ! તું તો જયાં હોય ત્યાં નાંખેછે શર;
શું પરવત કે સમુદ્ર કે જમીન અંદર.
શું દુન્યાનાં દરમ્યાનમાં નહીં તુંજ દવા;
કે જેથી થાય દુઃખીનાં દીલ ખુશ રવા?
શું નહી તારા ઉપર કોઈ બુટ્ટી અકસીર;
જે કાઢે સદાનો સંતાપ ગંભીર. ?

દીવસો તો હવે આ નવી અને પેહેલી નોકરીમાં પાણીના રેલા સમાંન વેહેતાં ચાલ્યાં.

શીરીન હરરોજ પોતાના વફાદાર શાવકને યાદ કરતી અને છુપી રીતે બીચારી રડયા કરતી હતી; કારણકે હવે તો તેણીથી તેની ઉપર કાગલ પણ લખી શકાતું ન હતું. કાગલ નહીં લખવાનું કારણ વાંચનારને રોશણ છે કે જો સાવક જાણે કે તેની નાજાં મધરાસ ખાતેછે, તો તે તુરત આવી લાગી તેણીને મુંબઈ લેઇ જાય અને માત્ર એજ કારણુસર તેણી સાવક પર કાગલ લખી સકતી નહી હતી.

બીજી તરફ મુંબઈમા સાવક તેણીની ભારે જુદાઈ, વિચાર તેમજ બલાપામાં તવાતો ચાલતો હતો. તે પણ અચ્છી રીતે સંહમજતો હતો, કે મુંબઈ નહીંજ આવવાની તેણીની ખોંહોંશને લીધે તેણી એમ ગુપચુપ બાહેર વગર લખવે ફરેછે. તેના દીલમાં તેણીનો પ્યાર–અરે તે પ્યાર કે જે વખત પડવે પોતાનો પ્યારો પ્રાણ પણ ફીદા કરવાને ચુકે નહી તે પ્યાર--ભરેલો હોવાથી વધુ દીવસ તે તેણીની જુદાઈ ખમી શકયો નહીં અને એમ થવાથી તેની દેહ લથડી અને અંતે તે બીચારાને ભારી માંદગી લાગુ થઈ.

એ માંદગીમાંથી તે મોટા ખરચ અને ભારી ઝેહમતથી બચ્યો

પણ વાંચનાર! અતરે એકદમ અટકી હવે એક જુદીજ અને અચરતી ઊપજાવનારી વાત ઉપર ધ્યાન ખેંચ્યે છેએ કે જે વાંચ્યાથી અજાયબ થવું પડશે એટલુંજ નહીં, પણ એક નીર દોષ નાહસ્તી ફરતી અબલા ઉપર કેવા કેવા નહી ધારેલા સીતમ ગુજરે છે, તેનો ખરો ખ્યાલ આવતાં તેણી ઉપર ખરેજ દયા આવશે

દોલીશેઠની ચાકરીમાં રહ્યા પછી શીરીન નવી જુની થઈ ગઈ અને તેણીએ પોતાના ભલા ગુણથી સર્વેનો પ્યાર મેલવ્યો પણ એ સરવ પ્યાર માત્ર ખુશાલી અને મનપસંદ કામના પ્રતાપ હતા, મગર તેણીએ એ પ્યારમાં એક પ્યાર એવી રીતે પોતા તરફ ખેંચ્યો હતો કે જેથી તેણી તદન બીન માહીતગાર હતી. અને તે કંઈજ નહીં પણ દોલીશેઠનો દીકરો નાદરશાહ તેણીની ખરી ખુબસુરતી જોઈ તેણી ઉપર ખાનગી રીતે મોહીત પડયો હતો.

શીરીનની અપાર ખુબસુરતી વિષે વાંચનાર અંજાણ તો નથી તે ખુબસુરતીએ તેણીની આ નવી નોકરીમાં નવો ફાંટો નાખવાની પેહેલ કીધી. અને નાદરશાહ તેણીને ખુબસુરત શાથે કેલવાયલી દેખી અંજાઈ જઈ અને પોતાના જીગરમાં તેણીનો પ્યાર સમાવતો ગયો.

ગરીબ, લાચાર, અને દુખ્યારી શીરીન!

તેણીને તો એ વાતની જરાપણ માહીતી હતી નહી. તે શું જાણે કે તેણીની પાછલ એક નહીં પણ અનેક દુ:ખો ભુખ્યાં દાંસ પેરે ટાંપી રહ્યાંછે.

બેશક નાદીરનો પ્યાર છુપો હતો, અને જો કે કોઈ વેલા પોતાના મા બાપને તે જણાવવાને મરજી કરતો હતો તોપણ તેમ કરવાને તે જેટલો મનથી વિચાર કરતો હતો તેટલો તે જાહેર કરવાને હીમ્મત ધરાવતો હતો નહીં.

હવે કંઈ શીરીન વિષે આપણે બીજી કેફીઅત કહીશું.

એકવાર ધનબાઈજીએ (શેઠાણીએ) તેણીને 'તું કયાંથી આવી, કયાંની રેહેનારી–તું પરણેલી કે કુંવારી, વિગેરે' ઘણા આડકતરા સવાલો પુછયા કે જયારે શીરીનને પોતે છુપી રેહેવા માટે કરેલા ઠરાવ મુજબ ખોટુ બોલ્યા વિના ચાલ્યું નહીં. તેણીએ પોતાના વતન તરીકે લાહોર બતાવ્યું, તથા પોતાની હાલત વિષે દીલમાં ભારે દલગીરી અને દુ:ખ સાથે જણાવ્યું કે તેણી વિધવાછે! કારણકે એમ કર્યાવિના તેણીનો બીજો કશો ઈલાજ ન હતો. જો તેણી એમ કહે છે કે "હું કુંવારી" છું તો દોલીશેઠને અને ધન બાઈજીને જરૂર શક આવ્યા વગર રહે નહીં કે તેણી એમ શા કારણસર નીકળી આવી?

શીરીને બતાવેલા એવા પોતા ઉપર પડેલા ગજબના દુઃખથી ધનબાઈજીને તેની ઊપર બહુ દયા આવી, અને તેનાં ઊપર પડેલા દુઃખો માટે દીલશોજી દેખાડી દીલાસો દીધો.

નાદીરનુ ધ્યાન જે દીવસથી તેણી તરફ ખેંચાયુ તે દીવસથી તેની દેહ લથડી અને અંતે તે એવો માંદો પડયો કે ડાકટરોએ તેના જીવવા વિષે ધાસ્તી દેખાડી. વડા ડાકટરને બતાવતાં તેણે તેની માંદગીનો ભેદ ચેતી જઈ, દોલીશેઠને એક બાજુએ લેઈ જઈ જણાવ્યું કે તેને તનનુ દરદ કંઈ નથી, મગર મનનુ છે, અને તે કંઇજ નહી પણ કોઈનો પ્યાર છે" દોલીબા આ વાત સાંભલી અચરત થયા. વડા ડાકટરે વધુ એમ પણ કહ્યું કે "તેની ઊપર દવા કદીબી કારગત લાગનાર નથી, માટે કોઈપણ રીતે તેના મનનો ભેદ જાણી લઇ ઉપાય કરો નહીતો અંતે ભારે દુઃખદાયક પરીણામ નીપજશે"

આ નવી ધાસ્તીથી દોલીબા ગભરાટમાં પડયા. ડાકટરના જવા પછે, તેવણે નાદીરને, પટાવીને પ્યાર કરીને, અને ઘણી રીતે પુછ્યું, તથા તેના દીલમાં કોણની ઉમેદ અને કોણનો પ્યાર છે તે જાણવા ચાહ્યું પણ નાદીરે કશો જવાબ આપ્યો નહી. એમ કરવાનું તેનું કારણ એજ કે તે પોતાના મનમાં ભારે દેહેસત રાખતો હતો કે "ગમે એટલી હુજતથી પુછવા છતાં પણ જયારે તેઓ માહરો ભેદ "શીરીન"માંછે એમ જાણશે ત્યારે તો ખચીતજ ભારે ગુસ્સે થશે."

નાદીરની ધાસ્તી ખોટી ન હતી. શીરીન ઉપર તે પ્યાર રાખે છે, એટલુંજ જો દોલીશેઠ જાણેતો તેને ખચ્ચીત ભખી ખાય. અને બીજું એ કે પોતાના ઘરમાં સીખવનારી સ્ત્રીશીક્ષક પોતાની વહુ બને એ દોલીબા ને ધનબાઈજીતો અચિતજ મુરખાઈ ભરેલું મ.ને. નાદીર એજ કારણસર પોતાનો ભેદ તેઓ આગલ જાહેર કરવા અચકાતો કહો કે શરમાતો હતો.



## પ્રકરણ ૧૨ મુ.

## એક નવો સંતાપ.

નથી મુજને આરામ કે દુઃખની દરકાર;
નથી મુજને દમામ કે સુખનો વિચાર.
નથી બીજી મોટી કંઈ દીલમાં ઉમેદ;
છે તે ઉમેદમાં એકજ બસ ભેદ.
(કે) કોમલ તુંજ કરનો ઉમેદવાર છું;
વિના તુજની હાજરી હું ગમખાર છું.

**નાદીરની** સખત બીમારીમાં બીજા ભેગી શીરીનની મેહેનત વિશેષ હતી અને તેથીજ એક ધાસ્તીભરી બીમારીમાંથી તે કીરતારની કૃપાથી અને શીરીનની મેહેનતુ મદારતથી તે રફતે રફતે તાજગીમાં આવ્યો તો એમ કેહેવામાં શીરીનની સેવાની ઇનસાફી પીછાણ થયલી ગણાય.

દોલતમંદ દોલી શેઠના સુખવાસી સાલ્લા હેઠલ શીરીન તેવણની છોકરીઓનેજ શીખવવાને બેશી રેહેતી ન હતી પણ પોતાનો બાકીનો વખત બીજા મેહેરબાનોમાં ભેલાઈને મદદ લાગવામાં પુરો કરતી હતી. તેણીની સૌથી સારી સેવા કોઈનીબી માંદગીની સારવારમાં સ્પષ્ટ જણાઇ આવતી કે જે મેહેનત દોલીબા જેવા દયાલુ શેઠ અને ધનબાઈ જેવા ધરપચ્યા શેઠાણીનો પુરતો પ્યાર પામવામાં પેહેલી પંકતી ધરાવતી હતી. અને આ પ્રમાણે એક પૈસાદાર પણ પાજી પીતાની આએ એક કમનશીબ પણ સારી તરબીઅત પામેલી નીર્દોષ બેટી દોલીબાની નોકરીમાં અને તેવણના ઘરના સુખ દુઃખમાં એક સરખી ઉપ્યોગી અને વ્હાલી થઈ પડી હતી.

નાદીર તેના માબાપનો એકજ બેટો હતો. તેને મુસીબતે મોટો કીધેલો હોવાથી તે સર્વમાં લાડકો અને પ્યારો હતો. અને એટલા માટેજ નાદીરની માંદગીમાં શીરીને માવજત કરવામાં કંઈપણ કસુર રાખી નહીં.

પણ નાદીર તેણીજ માટે બીમાર છે, તેની આ નિર્દોષનારને કયાંથી ખબર હોય ! તેણીતો જે ધણીનું નીમક ખાય છે તે હલાલ કરવાના પાક હેતુથી તે જવાનની આટલી બધી કાલજી અને કદરથી

-મદારત કરતી હતી. પણ તે તેણીના વ્હાલ માટેજ જીગરમાં આતસ સમાન બલતો હતો એવો તો તેણીને જરાએ ખ્યાલ વટીક ન હતો; એમ છતાં તેણીને પોતાની પાસેની પાસે જોયાથી નાદીરની તબીયત સુધરતી ચાલી.

બીચારી શીરીનના નસીબમાંતો સુખથી બેસવાનો હજુર કરાર હતો નહી.!

નાદીરની ભયભરી માંદગી વિષે જે દીવસથી દોલીબાએ ડાકટરોથી સાંભલ્યું તે પલથી તેવણની પણ દેહ લડડવા લાગી. એ કગમ નાદીર સુધરતો ચાલ્યો ત્યારે બીજી બાજુએ દોલીબા માંદગીના ઊંબરમાં પગપેસારો કરતા ચાલ્યા.

હવે શીરીનને દોલી શેઠ--પોતાના મેહેરબાન મમતાલુ શેઠ--કે જેવણનું તેણી નીમક ખાતી હતી તેવણને તપાસવાનો વખત આવ્યો. અને ભારે ઉમંગ સાથે સારી સંભાલથી બરદાસ્ત કરવાની પોતાની ફરજમાં તેણી જોતરાઈ.

શીરીનના વિચારોમાં નાદીર દીન ઉગે વધુ અને વધુ વીટલાતો જતો હતો. દોલીશેઠની વધતી જતી માંદગીમાં તેવણના બીછાના આગળ જઈ તે ઘણુ નજીનું કામ બજાવતો હતો, કાંકે જરા જરા વારે જીવ ફરી આવવાથી તે ઓરડામાં જઈને એકાંત પડી રેહતો. તેના હુશીયાર થવા પછેથી એજ વીચારે તેને વમલમાં નાંખ્યો કે કોઈપણ મુશીબતે તેના મનમાં જડ ઘાલી બેસતો પ્યાર શીરીનને જણાવવો; પણ તેનામાં તેટલી હીમત નહી હતી કે તેણીને તે મોઢે મોઢ કંઈપણ કહી શકે.

અંતે તેને એક સાદો અને સેહેલો માર્ગ સુઝયો. તેણે અસરકારક એબારતે એક પત્ર લખી પોતાની પાસે રાખી મેલવાને અને લાગ ફાવવે તેણીના હાથમાં સેરવી દેવાને નક્કી કર્યું.

બીચારા દયાલુ દોલી શેઠને નજલાનું દરદ હતું જે કોઈ વેળા ઘણા જોરમાં ઉભરી નીકલતું હતું. હાલમાં આપણે તેવણને જે મોટી માંદગીમાં પડેલા જણાવ્યા છે તે ઉપલુજ દરદ છે જેનો ઉભરાત તેવણ સાંતી સાથે સેહેવે છે.

નાદીરે શીરીન ઉપર જે દીને પત્ર લખ્યો તે દીને દોલીબાનો નજલો નરમ પડયો હતો.

શીરીન ત્રીજે દીને સાંહજે દોલીશેઠ આગલથી ઉઠીને પોતાના ઓરડામાં જવા સારૂ દાદર પર ચઢી; અને હજુરતો તેણી સુંદર આરસપહાણનાં પોહોલા પગઠીયા ચઢીને ગોળ ચકરાવા ભણી ફરે એટલામાં તેણીની સમે નાદીર ઉપરથી ઉતરી આવ્યો; અને પોતાના ગજવામાં બે દીવસ સુધી પડી રેહેલા પેલા પ્યાર પત્રને ઘણી ઝડપથી શીરીનના સુવાળા હાથમાં સેરવી દેઈ તે સપાટાબંધ સરસર ઊતરી પડયો.

નાદીરે સાને સારૂ તે કાગલ તેણીના હાથમાં આવી અસાધારણ ઉતાવલથી પકડાવી દીધુ તે શીરીન સહમજી શકી નહી. આટલા ગભરાટમાં તે સાને માટે સપાટાબંધ ઉતરી ગયો તે પણ તેણી વિચારી શકી નહી; પણ તેટલામાં તેણીએ "ખાનગી" બોલના ભેદી મથાલા હેઠલ "બાઈ શીરીન સાવક સકલાતવાલા" કરીને તેણીનુંજ ધારણ કરેલુ નામ કવર પર વાંચ્યું!

નામ જોતાંજ તેણી ચમકી અને પોતા ઉપર 'ખાનગી' પત્ર લખવાને કીયા કારણે તેને જરૂર પડી હશે એવા વિચાર સાથે તેણી પોતાના ઓરડામાં દાખલ થઈ.

બેસતાંને વાર તેણીએ કવર તપાસ્યું કે જો તે ઝીણું હશે તો અંદરનું કંઈ લખાણ વંચાશે અને તેની મતલબ વગર ઊખેડવે જણાશે. પણુ પોતાની આ હુશીયારીમાં તેણીને હટવું પડયું. કવર તો ઝીણું હતું પણ લખાણવાળો ભાગ કાગળની અંદર બાજુએ હોવાથી તેણી હવે વિચારમાં પડી કે કાગલ ઊખેડવું કે નહી; પણ પોતાના મનમાં વસી રેહેલા વસવસા અને શકોને દૂર કરવાને માટે તેણીએ લાઈલાજે તે મજબુત વલગાવેલું પત્ર ઊખેડયું અને તે ધુજતે હાથે વાંચવા લાગી.

**માહરી પરમ પ્રીય શીરીન.**

શુક્ર કરૂછું તે કરીમે કારસાજના, કે મારી મરણતોલ માંદગી માંથી તે માહા પ્રતાપીએ મારા મનની મીઠી અને મોટી મુરાદ બર લાવવાને મને તાજગી બક્ષીછે, જેથી આજે મારી મુરાદમાં તેની મદદ ચાહી આ નાકેશ કલમનુ પત્ર તારી મુનસફી ઉપર મેલું છું.

આ પત્રથી તું અચરત થશે, પણ તેમાં તેમ થવા જેવુ હું જરાબી જોતો નથી અને જોવશ પણ નહી; કાંકે જો બેજ બોલમાં બોલું તો "પ્યાર આંધળો છે." કે જેની હાજરી અને હઈયાતીથી હું છતી ચસમે અપંગ જેવો છું.

તારા સુદર સ્વરૂપે. તારી મનોહર મરીયાદાએ, તારા સ્તુતીપાત્ર સદ્‌ગુણોએ, તારી મેહેરબાનીભરી મદારતે-તારી લાયક લાયકાતે, અને તારી કેલવણીની કાબેલીઅતે-મારૂ તન મન અને સર્વસ્વ સદાનુ જીતી લીધું છે.

તું સત્ય માન્ય કરજે, મારી માનીતી શીરીન કે મારી છેલ્લી ધાસ્તી ભરી માંદગી તે કંઈજ નહી પણ મારા દીલમાં તારા છુપઈ રેહેલા અખુટ પ્યારનુ તે પ્રગટ પરીણામ હતું. તોપણ તેમાંથી તે કીરતારની કૃપાથી અને તારી કદી નહી ભુલાએ એવી ભારે માવજતથી હું બચ્યો છું--કેહ કે જીવ્યો છું.

શીલાં! લખવાનું તો એટલું છે કે હું લખતાં નહી થાકું પણ તું વાંચતા થાકે, લેકીન ટુકમાં મારી મુખ્ય મકસદ એજ છે કે તાહરે મારા વિચારને ખુદા ખાતેર મલતા થવું અને કશી પણ પ્રકારે કાંઈપણ આનાકાંણી કે અચકાયા વગર મારી સુચણા ઉપર જરૂર અમ્મલ કરવો.

શેવટે મને પુખ્ત આશા છેકે મારી આએ માંગણી તું રદ કરશે નહી, પણ મારી મુરાદના દરખતને તું ફલદાર બનાવશે, અને મને તારા અનંત આભાર હેઠલ સદાનો ખેંચી રાખશે.

તાહરા ખુશી ભરેલ જવાબની

ઈનતેજારીથી રાહ જોઈ ખતમ કરેછે, ખરા જીગરના વહલ સાથે—

શદાનો સાચ્ચો ઊમેદવાર તારો

"નાદીર"

શીરીન તો આ વાંચતાંજ ઉજલી રૂની પુણી સમાન ફગલઇ ગઈ, અને આ અચાનક આવી પડેલી સંકડામણના સંતાપી સીતમ માંથી છુટી થવા સારૂ હજુર તો આગલ કંઈ વિચાર કરે તેટલાંજ તેણીના ઓરડાના અલગાં બંધ કીધેલાં બારણાનાં ઊઘડવા સાથે તેણીએ નાદીરને પોતા સાંમે ઉભેલો જોયો!

આ વખતના તેણીના ગભરાટનો શું પાર?

તેને જોતાંજ તેણી ગભરાઈ ગઈ. તેણીનાં હાથમાંનું કાગળ પડી ગયું અને જોતાંવાર એકદમ જોસભેર ઊભી થઈ.

શીરીનને એ પ્રમાણે ગભરાતમાં પડેલી જોઈ નાદીર તેણીની લાગણી ઝટ ચેતી ગયો. એક બે પળ સુધી તો બંન્ને મુંગાજ ઉભા.

'શીરીન' કાં'ય એટલી અંદેસામાં ઊભી છે?-તે અચકાતો પણ વ્હાલથી ઉછલતા જીગરે બોલ્યો "હું માનુચ કે મારા ઉપર તું રાજી છે."

તે ઈનતેજારીથી જવાબની રાહ જોતો દયાળચેહેરે ઉભો.

"ભાઈ નાદીરશા" શીરીન હીમ્મત ધરી નમીને બોલી. "તમારી ચીઠી દલગીરી સાથે વાંચી છે. માફ કરજો હું દુઃખી છું કે તમારી માંગણી હું કોઈ પણ પ્રકારે બાહાલ રાખી શકીશ નહીંજ, કારણ કે—"

"પણ હું એમ પુછું" નાદીર તેણીને બોલતી અટકાવી આસ્તેથી બોલ્યો. "કે કદાચ તું મારા માત પીતાની આબરૂ સારૂ કરીને નાં કેહેતી હોય તો તો તું સદનતર બેફીકર રેહેજે હું તેનો યોગ્ય બંદોબસ્ત કરીશ" તે આટલું બોલી દયા ઉપજાવાજોગ ગંભીર ચેહેરે પાછો તેણીને ટીકતો ઉભો.

"નાદીરશા" શીરીને નીચી નજરે પણ હાવકો જવાબ આપ્યો. "તમો ચાહો તેવું પણ હોય તો પણ જ્યાં હું તેમ કરવાનેજ અશક્ત છું, ત્યા તેવો ખ્યાલ કરવોજ ફોકટ છે. તમારે પણ વિચાર કરવો,જોઈએ કે જો તમારા સરતાજો એ વાત જાણે તો તમે ધારો છો કે તેઓ એકપણ પળ આ માનભર્યા મકાનમાં મને ઉભી રાખે ? એવ: વિચારજ કેવળ સરમ અને કમકમાટ ઉપજાવનારાછે"

"શીરીન" નાદીરે બેદરકારી બતાવી "તેવો દહાડો કયાં આવે કે મામજી બાવાજીને કાંને એવાત જાય; પછી તો હું મન ચાહ્યુંજ કરી લેઉની."

"એ તમે શું બોલો છો" તેને પોતાના માબાપ તરફ બેદરકારી બતાવતો જોઈ શીરીને ચીમકી લગાવી. "તમારા સરતાજોની કીર્તી વધે અને તેઓનું નામ કામ અને માન અમર રેહે એવી બાબદપર તમારે તો પુખ્ત ધ્યાંન આપવાની જરૂર છે; તેને બદલે અફસોસ છે કે આવા બદ વિચારો બાંધી બેદરકાર બનો છો. ખચીત તમારે એવા અઘટીત વિચારો સાથે મારે માટેનો ખોટો ખ્યાલ તમારા મગજમાંથી કાહડી નાખવો જોઇએ. તમારા મુરબીઓના નામ પ્રમાણે તો તમોને મારા કરતાં વધારે લાયક બાનું મલી શકશે તેનો પણ વિચાર કરવો જોઈએ–"

"બસ ! બસ શીરીન" શીરીનને વાત ઉડાવતી જોઈ નાદીરે તેણીને વળી બોલતી અટકાવી "એવી સલાહરૂપી શીખામણો સંભલાવી મારી વાતને ઊડાવી તું કાંય મને બેસબર બનાવે છે ? હવે તો ખુદા ખાતર ખુશ ખબરથી ખુશીકર. શીરીન તારી પ્રીતીમાં હું પીડાતો જાઉછું, અને હવે વધુ ખમવાને મારામાં ધીરજની તાકાદ નથી. યાદ રાખજે કે હું તને જીંદગીતક સદા ચમનમાં રાખીશ."

હવે શું કરવું અને શું જવાબ આપવો તે માટે શીરીન વિચારમાં પડી; કાં'કે નાદીરના આવા હુજતભર્યા અપવાદ સામે તેણીથી તેને કડવો સબ્દ સંભળાવી શકાતો ન હતો, કાં'કે પોતાના શેઠનો તે હેતવંતો અને તેસાથે વળી વારેસ હતો.

"જો શીરીન" શીરીનને સાંત ઉભેલી જોઈ તેણી પીગલે છે એવુ ધારી નાદીરે તેણીને વધુ સમજાવ્યું. 'મારી માગણીને માન આપવામાં આ મોટા મેહેલની તું પોતાને માલેક જાણજે.

હજુર પણ મારી ઉપર દયા કરવાને તુંને તક આપું છું તેટલાં વિચાર કરી લે" પ્યારના અંધાપામાં અધીરો અને આંધળો બનીને કસાપણુ લાંબા વિચાર વગર શીરીનનાં પગ આગળ કાકલુદી કરતો પડીને તે બોલ્યો.

હજી શીરીનની ચુપકીદી ભાંગી નહી! તેણી નાદીરને એમ પગ ઊપર પડતો જોઈ શરમીંદી પડી દુર થઈ, અને શુ ઉપાય અજમાવવો તેના અંદેશા અને ધાસ્તીમાં પડી. મગર તેણીની ફીકર થોડાજ વખતની હતી. તેણીને ચુપ અને દુર થતી જોઈ વળી નાદીર કાંઈ બોલવા જતો હતો, પણ તેટલા દાદર ઉપર કોઇના પગલાનો અવાજ આવ્યાથી, તે ગભરાઈને ગુપચુપ ઓરડામાંથી બાહેરજ નીકળી ગયો અને કમનસીબ બીચારી શીરીન ધારતી ગભરાટ અને અફશોશ સાથે આ નવી હાફતપર ગાફેલ ઉભી!



## પ્રકરણ ૨૩ મું.

## સંતાપ પર સીતમ.

ચાલે માનવ જેથી હર દમ ડરી,
તેજ તેને ભડકાવે છે હરઘડી.
નથી કરતો જે ચીજની માનવી દરકાર,
નથી આવતી સાંમે તે ચીજ તેની યાર.
સસલાં પર શિહની હરદમ નજર,
તો દસ વાર દીનમાં ધરે છે તે ડર.

દાદર પર જે કોઈના આવવાના પગલાં સંભલાયા હતા, તે કોઈજ નહી પણ દોલીબાની ... હની દીકરી મેહરાં હતી. જેણી ધનબાઈજીના મોકલવાથી શીરીનને બોલાવા બહુજ ઝડપ અને ગભરાટ સાથે આવી લાગી હતી.

"શીરીન" તેણી આવતાંવાર બોલી "તમોને માયજી તાકીદે બોલાવેચ" બાવાજી એકાએક એકદમ બેસુધ્ધ થઈ ગ્યાચ, વાસ્તે મેહેરબાની કરી પેહેલા જલદીથી નીચે ઉતરી પડો."

"કેમ બેહેન મેહેર" શીરાન સાંભલીને દલગીર ચેહેરે બોલી "શું બાવા ગભરાએચ? ચાલતો જલદી. મારા શેઠ પર આશુ આફત?" તેણી એમ બોલતી મેહેરબાનુ સાથે ઝડપમાં ઉતરી પડી.

દોલીશેઠ ઉપર નજલાએ એકાએક પાછુ જોર કીધુ. જયારે શીરીન ઉપર આવી ત્યારે તેવણ ધનબાઇજી સાથે સેહેજસાજ વાતો કરતા હતા. અને તેણી નીચે જઈને જોએચ તો દસબાર મીનીટના અરસામાં મામલો તદન ફેરવાઈ ગ્યો હતો. તેઓ એકાએક ચીસ પાડીને બેસુધ્ધ થઇ ગ્યા હતા, જેમાંથી મોટી મેહેનતે તેઓ સુધ્ધીમાં આવ્યા. ધનબાઇજી શીરીન તથા બીજા ઘરમધેના સરવે

માણસોના ઉપરા સાપરી ઉપર ને ઉપરના ઉપાયથી તેઓ હુશીયાર થયા. જે વેળા બે દાકટરોની ત્યાં મદદ હતી તે જણાવવાને અતરે ભુલવું જોઇએ નહી.

હાલ દોલીશેઠ જો કે સુધ્ધીમાં હતા, તોપણ અરધી સજાગૃત અને અરધી બેફામીમાંજ પડીરહ્યા. ડાકટરોએ તેવણને તેમજ રેહવા દેવાને ભલામણ કરી, અને હવે કશી ફીકર જેવું નથી એમ ધનબાઇજી તથા શીરીનને અને નાદીરને દીલશો દેઈ તેઓ વિદાય થયા.

શીરીન અને ધનબાઈજી એઓ બેજ ફકત તેવણના ઓરડામાં ગુપચુપ બેસી રહ્યા હતા, બાકીના સર્વે માણસોને તથા છોકરાંઓને, ડાકટરના હુકમ મુજબ બાહેર રાખવામાં આવતા હતા, કારણ કે તેવણના ઓરડામાં બનતા સુધી જરાબી ગડબડ નહી થાય તેની સંભાળની ઘણી જરૂર હતી.

એ શાંતીના શાંત સમામાં સેહેજવાર દોલી શેઠની માંદગીનો વિચાર કર્યા પછી શીરીનને પોતાની હાલત યાદ આવવાથી અફશોશ કરવા લાગી. આજનો નવો બનાવ ગોયા તેણીને દુ:ખ ઉપર દાહામ લાગવા જેવો હતો. તેણીએ સંતાપ કર્યોકે "શું મારૂં નસીબ બળી ફુટેલું છેકે હજુરતો એકકી આપદામાંથી છુટટી નથી તેટલામાં બીજો બીજો બલાપો નીકળી આવે છે ને મારા સાચ્ચા સાથી સાવક માટેની મારા મનની મુરાદો તો મનુમાંજ રહી ગઈ છે પણ તેને બદલે નાદીરે નાહક મારો પીછો પકડયોછે. પણ તે શું મારાથી કદી પણ બની શકે? એક ખરા અને લાયક ઉમેદવારથી બધાઈ ચુકી, અને તેનીજ સાથ સાહાદીના પવીત્ર ગાંઠે જોડાવાની હુજતથી મારૂ બાપીકુ બાહદશાહી મકાન અને મોજમઝા સૌ ત્યાગ કરી આજે હું દેશવતો અને દલદેસરી ભોગવી ચુકી છું તે શું હવે ભુલી જાઉં? નહીજ અને નહીજ એ ખ્યાલજ મને ગાંડી બનાવશે.

જયા સુધી મારામા પ્રાણછે ત્યાં સુધી તેમ જીનહાર બનશેજ નહી અને બનવા દેઇશ નહી. તેની તરફ જરાક પણ બેદરકાર બનવું એ સરપા મુરખાઈ છે એટલુંજ નહી, પણ એવો આડકટરો ખ્યાલ કરવામાં પણ હું પાપ સમજાુંછું. એ ।એ । ગભીર વમાસણમાં તેણી ગરક હતી, એટલા દોલીબાએ કોર મંડી અને એકાએક સાંહાંજનીજ માફક વળી પાછો તેવણને દુ:ખનુ જોર થઇ આવ્યું જેથી એક ચીસ પાડી પાછા બેફામ બની ગયા.

એ ગભરાત થતાંજ ેહેલા પાસે બેઠેલા ધનબાઈજી અને શીરીન દોડી આ્યા, અને પછી સર્વે જણામાં ગભરાટ મચી રહયો. દાકટરો માટે દોડાદોડ ચાલી. માણસ પછવાડે માણસ મોકલયા અને સાહાજનો સમો હોવાથી દોલીબાનુ દીવાનખાનું મુલાકાતે

આવેલા મેહેરબાનોથી જેઓને પાસેનાંજ ઓરડામાં બેસાડ્યા હતા તેઓથી ભરાઇ ગયું.

લગભગ એ ગડબડ અને ગભરાટમાં અરધો કલાક વિતી ગયો, પણ માણસો દોડાવ્યા છતા કોઈપણ ડાકટર ત્યાં આવી લાગ્યો નહી. સાંહજે ડાકટરોના ગયા પછે દવા લાવવા સારૂ જે માણસો ગયા હતા તેઓ પણ હજુર આવ્યા ન હતા તેથી ધનબાઇજી બહુજ ફીકરમંદ થઈ ફીકકા પડી ગયા.

"અરે કોઈ જાવોરે, કોઇ પણ ડાકટરને એકદમ બોલાવી લાવો તેઓ ગભરાઈને બોલ્યા શીરીન જોતો માય બીજા માણસ દોડાવ."

"બાઇજી સાહેબ" શીરીન બેઠી હતી ત્યાંથી ઊઠીને બોલી. "ફીકર ના કરો ખુદા ફઝલ કરશે. લેવો હું પોતે જઈને કોઈપણ ડાકટરને લેઈ આવુછું" એમ બોલી શીરીન ડાકટરને તેડવા બગલામાંથી બાહેર પડી.

વખત રાતનો હતો. સુમારે સાહડા સાત થયા હતા; પણ રાત અંધારી હતી તો પણ રસ્તા પર ફાણસો સલગાવેલા હતા. રાત પડી જવાથી તે ધોરી આવજાવના રસ્તાપર દીવસની ભીડ સમાન ન હતું. કોઈ એકાદ છુટું છવાયુ કામસર જતું હોય તેજ દેખાતુ બાકી તે સમે સમસાંન સમાન સર્વે સાંત હતુ.

શીરીન જેવી ડાકટરને બોલાવવા સારૂ બંગલામાંથી બાહેર નીકલી તેવી તેણી ઝડપથી ચાલવા લાગી પણ હજુર તો તેણી થોડેજ દુર ચાલી એટલાંમાં પછવાડેથી "શીરીન ઉભીરેહ કંઇ ખાનગી કેહેવું છે" એમ નાદીર તેણી પાછલ બોલતો અને દોડતો આવ્યો.

શીરીન તેનો અવાજ સાંભલીને ઊભી રેહી, કે કાંઇ ડાકટરને કેહવાડવું હશે, તેથી મને ઉભી રાખે છે પણ તે તો તેથી ઉલટાજ આવ્યા બરોબર બોલ્યો. 'વ્હાલી શીરીન મારી માંગણી વિષે તેં શું વિચાર કીધો ? અને બોલ કે તું મારીજ થશે? "કેહે હા કે ના?"

આવી ગભીર ગડબડની વખતે અને તેપણ પોતાના પ્યાર પીતાની આવી જીવ સટોસટની માંદગીના ગભરાટની વેલાએ એક જરૂરના કામ સર ઝડપથી જતી એકદમ અટકાવીને ખાસ એવી અપ્રીત વાત ,સારૂ નાદીર પુછવા આવ્યો, તેથી શીરીનને તેની ઉપર બહુજ ઝાંઝ ચહડી પણ તેણી તુરત વેળા ખામોશ કરી ગઈ.

"સાહેબ એવી. ભારે ગડબડની વેલાએ પણ તમો એવી નાલાયક વાતો કરવા પુઠે આવ્યાછો" શીરીન લગાર નાખુશીથી બોલી "અને તે પણ તમારા પ્યારા પીતાજીને ધાસ્તીભરી હાલતમાં પડતી મેલીને; તેમજ ખામખા તબીબને તાકીદે તેડવા જતી મને અટકાવા ને આવી નાપસંદ ચાલ ચલાવોછે એ સંતાપ કરવાજોગછે."

એટલુંજ બોલી નાદીરને પડતો મેલી તેણી સપાટાબંધ ચાલી ગઈ

નાદીરને તેણીના ટીખ્ખા ટીકાથી ખરેખર ખસ્યાણું લાગ્યું, અને તે ત્યાંથી ફીકકે મોહઢે અને દુઃખી દીલે પાછો બંગલામાં ગયો, અને ત્યાં તેવણુ નેકનામ જાણે કંઈ જાણુતાંજ નહી હોય તેમ દોડધામમાં પડયાં.

જયારે માનવી પર આફત અને દુઃખ આવી પડે છે ત્યારે તે ઉપરા સાપરી આવે છે, કે જેની તેને અગમચેતી પણુ નથી થતી પણુ ધીરજ હીમ્મત અને હીકમતનો લાભ લીધો હોય તો શેહેલમાં ને સેહેજમાં તેનું સારૂં સેવટ આવેછે.

શીરીન નાદીરને ઉપલો જવાબ આપી જેવી આગલ ચાલી તેવીજ તેણીએ પોતાની ચાલણુ વધારીને ઝડપથી પગલાં ભરવા માંડયાં કારણુકે જે શેઠનું તેણી નીમક ખાતી, તેનો ખરેખર ખાસો ચાલવાની આજેજ વેલા અને ટક છે, એવું તેણી સારી રીતે સમજતી હતી.

ડાકટરનું દવાખાનું દુર હતું, અને તેણીની ઉતાવળી ચાલથી ત્યાં પુગવાને ભાયગે દશ મીનીટ લાગતે પણુ તેટલા જે રસ્તે તેણીને ફરવું હતું, તેજ રસ્તામાં શામ્એ કોઈ જુવાન જાંગલો દુરથી આવતો જણાયો. શીરીન ગભરાટમાં ચાલતી હોવાથી પેહેલાંતો તેણી કશું ચોકસ જોઈ શકી નહી.

આ આઘેથી આવનાર આસામી જોકે જાતે જાંગલો જણાતો નથી; પણુ તેના બાહેરના દેખાવથી તે તેમ દેખાનો હતો.

આગલ વધતા આપણે એ જાણીતા જાંગલાની ઓલખ આપીશુ.

શીરીનને તેની ચાલ ઉપરથી તે તેની પીછાણનો હોય એવું જણાયું. શીરીન વિચારતી આગલ ચાલવા લાગી કે એ કોણ હશે તટલાજ પેલો જુવાન્યો નજદીક આવી પોંહોચ્યો અને તેપણુ વળી એવા સંજોગે કે એક અચ્છા અજવાલા આપતા ગ્યાસની બતીના સરકારી ફાણુસ પાસેજ તેઓનો સામાં સામી મેલાપ થયો, અને તેથી તેઓ બન્ને એકેકને એકદમ ઓલખી શકયા, એટલુંજ નહી પણુ બન્નેની નજર એક થતાંજ તેઓ તુરત ચોંકયા અને એકાએક અટકી રહી ગ્યા

એ વલી આએ નવું આવનાર કોણુ હતુ?

## પ્રકરણ ૨૪ મું.

## કેવો નાખુશ મેલાપ!

સા સારૂ છોડયુ તુંજ બાપીકુ ઘર;
ને રહી છે હ્યાં આવી પર આસરાપર?
સા સારૂ સુખ સઘલું બાદશાહી તજી;
રંજ આવી ખેચેછ, તું નાજાં—હજી?
સા માટે લુચ્ચા એક જવાનને થકી;
જગમાં નીચ નીંદાનો ભોગ થાયચ હજી?
છોડ હવે ગુસ્સો, ને ચાલ માહરી સાથ?
પીતાને તુંજ સલાહ કરાઊં તારી સાથ.

એ કોઈજ નહી પણ નાંજાને પરણુવાને ઉમેદવાર થયેલો પેલો લુચ્ચો વિકાજી વકીલ હતો.

"એ કોણુ નાંજાં!" વિકાજી તેણીને જોતાંજ ચોકીને દાંતમાં આંગળી પકડી અજાયબીથી બોલ્યો.

"એ કોણુ વિકાજી!" નાજાં તેને તુરત પીછાણીને પોતા સાથે થઈ ગયલી આ અચીતી મુલાકાતથી ભારે અચરત થઈ એટલુંજ બોલી શકી.

"અરે નાજાં! મારા પ્રાણુ! બોલીદે તું કયાંથી આવી" તેણી નાહસી જશે એવી બીહીકથી વિકાજીએ તેણીના બન્ને હાથ પોતાના હાથમાં પકડીને પુછયું, "શું તારા પીતાને ઘેર કમતી દોલત છે કે એવી રીતે તું પરદેશ પરઆસરે ફરે છે."?

"વિકાજી" પોતાના હાથ પકડેલા જોઈ નાજાં ચેતી ગઈ કે હવે તે છુટી મેલનાર નથી, તેથી ખુબ ગુસસો કરી બોલી "મારો હાથ તું એકદમ છોડી દે, હું જાણુચ કે તું ઘણી સારી ચાલચલણુનો છે, પણુ મારે એજ કેહવું છેકે મારા હાથ છોડી બસ મારેથી દુર ઉભો રેહે."

"વ્હાલી નાંજા" વિકાજીએ જોયું કે દમસમ કીધાથી તેણી વધુ ચીરડાઈ જશે, તેથી નરમાસથી બોલ્યો "અરે તાહરે માટે મેં કેટલી આપદા વેઠી છે, તેનો કદીપણુ તુંને ખ્યાલ આવનાર નથી. તું નાહક સાને સારૂ મારી ઉપર ગુસ્સે થાય છે? મારો જરાબી તકસીર છેજ નહી. ઉલટો હું તો તારા ઉપર મારો જીવ

આપવાને તૈયાર છું. પણ તુંજ નીરદય નાંઝાંને કશી કદર નથી!"

"ઓ મુઝી" નાંઝાએ નેણુ ફેરવી ગુસ્સાથી કહ્યું "શું! મારી ઉપર જીવ આપવાને તું તઇયાર છે? અરે ચસમચોર ચંડાલ! ઊલટું તેંજ મારા સરસ સુખનુ સદનતર સત્યાનાસ વાલ્યું છે અને ઉપરથી તું મારી ઉપર દોષ મેલેછે? સરમ છે એવા લ્યાનતી જીવતર પર! બસ —

"નાંઝા" વીકાજી વચમાં બોલી ઉઠયો "મેં કશો અપરાધ કીધો નથી. તે કરતાં જો તું મનેજ ઠપકો આપેછે તો ખેર, હું તે વાત ભુલી જાઊંશું, પણ હવે તુંબી મારી સાથે સર્વ ભુલ જઈ મુંબઈ ચાલ કે ત્યાં આપણે તારા પીતાની પરેવાનગીથી સાદીના પવિત્ર ગાંઠથી એક થઇએ." એમ બોલી તેણે હાથ ખેંચ્યો.

"વિકાજી તું સાચ્ચુ માનજે, કે મારી સાથે પરણવાની તારે કદીપણુ આશા રાખવીજ નહી, મારો જીવ જશે તો જરાબી પર વાહ નહી, મગર તેમ બનવું તો તું ફોકટજ માનજે" નાંઝા જોકે પોતાનો હાથ તેના હાથમાંથી છોડવી શકી નહી, તોપણ હીમ્મત ધરી ઊભી રહીને તેણીએ આવો જવાબ આપ્યો.

"એકવાર હું તુંને સાફ કહી ચુકી છું કે એક જુદાજ જવાન ગ્રહસ્થને કોલ આપેલો હોવાથી હવે હું તારી એ મને નાપસંદ માંગણી મંજુર રાખી શકતી નથી; તે છતાં જયારે હવે તુ મને બોલવાની ફરજ પાડેછે ત્યારેજ મને બોલવું ભાગ થઈ પડેછે કે જો મેં બીજી જગોએ કોલ આપ્યો નહી હતે તોપણુ હું તુંને હરગીજ કબુલ કરતેજ નહી, કારણકે તેં મુંબઇમાં મારા પીતા પાસે મારા હાથની માંગણી કીધી ત્યારે હું ખરી ખાતરીથી જાણુતી હતી કે તું તારા ઘેરમાં એક જુદદીન ઓરતની કુછંદીમાં મોજ મારતો હતો, જે માટે મારી આયા પણુ તારા જેવા એક આબરૂદાર ધંધાદારી ઉપર ધીક્કાર ધરાવતી હતી; એટલુજ નહી પણુ ફકત સરમને માટેજ હું અખાડા કરી ગઇ, નહીતો એ વાત જો મારા પીતાને મેં તુરત જણાવી હવે તો તારૂં નેહેસ કદમ તેવણુની સીડીથી સદાનું દુર થતે. પણુ અફસોસ! આજે હું

તે ચુપકીડી માટે ખચ્ચીતજ પસતાઊય. ચાલ--હવે છોડી દે મારો હાથ. મારે ભારી અગત્યનાં અને નહી ઠેલી શકાય એવા તાકીદના કામ સારૂ જવુછે", એટલુ બોલી તેણી પોતાનો હાથ છોડવવા સારૂ ગુસ્સાથી જોર કરવા લાગી.

વિકાજીએ તેનીનો હાથ છોડયો નહી. તે લુચ્ચો, તેણીએ ઉઘાડી આપેલા તેનાં બદ કરતુક માટે બહુ પાણી ઊતાર થઈ ગયો અને આટલી છુપી રીતની તેની ગોઠવણ છતાં નાજાં તે વાત કેમ જાણી શકી હશે તેના અંદેશામાં પડયો.

"મારી નાંજાં" અંતે તે નમીને બોલ્યો "હું કબુલ કરૂ છું કે તારી સર્વ વાત સાચ્ચી છે, પણ જે દીવસથી તું મુંબઈ છોડી ગઈ છે તે દીવસથી હું સદાનો સુધરી ગોછું. તારી જુદાઈમાં મેં મોજમજાહ તજી દીધીછે. નાંજા! મારૂ માન; હવે હું તે આગલો લુચ્ચો વિકાજી રહયો નથી. મે બેઅદબીનો બેહદ પલાપો કર્યો છે અને બદચાલનો પુરતો પસતાવો કીધો છે, તેથી સર્વ ગુનાહ માફ કરી મારી ઉપર તું બસ મેહેરબાન થા. વહાલી નાંજા? મારો જીવ તાહરા ઉપર જીંદગી તલક ખુરબાન કરીશ."

"બસ ચુપ રેહે ઓ ચંદાલ" નાંજા તેનું લંબાણ અપસબ્દ ભર્યું શભાષણ સાંભલતા કંટાલી જઇ બોલી ઉઠી "એવા હીન પસ્તી ભરયા બોલો મને સંભલાવ નાં, તુંને સોગંદ આપી કહુંચ કે તું મને તારી બેહેનજ જાણ અને મને છોડી દઈ ચાલતી પકડ. તારા કાલાવાલાથી કેહેવું કશાપણ કામનું નથી. હું ખુણામાં પડી---પણ જીંદગીના છેલા દીવસ સુધી બસ મારી પાકદામન તપાસી કોઈનીબી ગુલામગીરી કરી પેટ ભરશ અને તેમાંજ દુન્યાનું સર્વ સુખ સમજીશ, પણ મારા એક ખરા લાયક ઉમેદવાર તરફ કદીપણ બેવફા બનીશ નહી ચાલ છોડી દે મારો હાથ હવે શું કહુંચ?" એમ બોલી ધીકકારભરી નજરેથી પોતાનો હાથ ખેચ્યો, પણ હજુર તેને તે છોડયો નહી.

"હવે હું તુંને કદીપણ મુબઈ લઇ જવા વગર રેહેનાર કે છોડનાર નથી." વિકાજીએ તેણી ગભરાએ તેમ ધમકીમાંજ કહ્યું.

નાંજા જેમ ખુબસુરત કેલવાયલી અને ચબરાક હતી, તેમ

तेणी बहु हीमतवान पण हती. तेणी वीकाजीनी आवी धमकी थी जराबी गभराई नही अने हवे वधु चीरडाईने बोली "पेला साम्मेथी कोइ माणुस चाली आवेछे, माटे छोड नही तो एकदम चीस पाडी फजेती करीश, एटलुज नही पण जराबी ढील वगर पोलीसने बोलावी तुंने जरूर पकडावश. बोलीदे छोडे छे के नही?" नांजा झनुन अने बहुज धीककारथी बोली.

आ पुठे लागेलो पापी हवे गभरायो ते खरो.

साम्मेथी कोईने आवतो जोई ते सहमजयो के, नाजां बोली छे तेम तेणीने नही छोडी देवस तो जरूर फजेती करशे तेथी गभराईने तेणीना हाथ छोडी दीधा; तोपण तेणी नाहासी जशे एवो तने भय होवाथी ते तेणीनी अडोअड उभो रह्यो.

नाजांने जेवी छुटी मेली तेवीज तेणीए खुदानुं नाम लई पेला चंदाल विकाजीने एक जोस भेर आचको मारी तेने रस्तानी पासेना खराब पाणीना खबोच्याभां पाडी नांखतां तेणीए पोताना पगमांना स्लीपर हाथमां पकडी एकदम दोड मुकी.

सारा भाग्ये वकाजी तेणीना आंचकाथी खबोच्यामां नही खरडातां बाहेर रस्तापर पडी गयो हतो, जयांथी तुरतज उठीने ते नाजां पाछल दोडयो पण तेटलां खुदानुं करवुं एवुं थयुं के विकाजी दस पगला दोडयो नही तेटलां तेनो पग एक अणीदार उभा पथ्थर साथे अथडवाथी ते ठोकराईने अबडु मोढे झीकइ गयो.

जीवपर आवेली अने गभरायली नांजां रस्तामां पासेज मली गयेली एक वलणदार अंधारी गलीमां भराई गई!

जो विकाजीने ठोकर नही लागी हते तो आपणुने घडीभर मानवाने कारण छेके ते कदाच तेणीने पकडी पाडी जती मुकते नहीं. ए तो साधारण छे के माणुस धारेच शुं अने ते कीरतार करेच शुं!!

नाजां अंधारी गलीमां भराई तेवीज तणीए पोतानी चाल धीमी कीधी, अने ते आखी गली विटावीने बीजी तरफना एक आवजावना धोरी रस्ता पर नीकली, अने त्यांथी डाकटरने दवाखाना नजदीक जई पुगी के पछवाडेथी मोटा डाक

ટરની ગાડી પણ આવી પુગી જે દેખી તેણી ખુશી થઇ, અને તેનીજ સાથે બંગલે ગઇ. દોલીશેઠના દીવાનખાનામાં દાખલ થઈ, અને ગડબડમાં પડવાથી આ થઈ ગયેલા અંચીતા નાખુશ મેલાપ, તથા તેમાંથી તે કરીમે કારશાજની કરમ બશેસથી થયલા છુટકારા વિષેની વાત હાલ તુરત તો તેણી ભુલી જઈ બીજાઓ સાથે દોલીબાની માવજત કરવા મંડી.

વિકાજીને ઠોકર લાગવાથી તેને વધુ વાગ્યું ખરૂં, તોપણ નાંજાંને પકડવાની ઇંત્તજારીથી ઊઠી ઉભો થઇ પાછો દોડયો, પણ તે તેમ કરે તેની અગાઉ નાંજાંતો પોબારા કરી ગઇ હતી. તેણે આસપાસ ભણી નજર દોડાવી કે કેઠે ઓથામાં તેણી શંતાઈ ઉભી હશે, પણ તેમાં તે ફાવ્યો નહીં.

કદાચ તેણી કોઈ આડી ગલીઓમાં ભરાઈ ગઈ હતે. તોપણ તે તેણીને કોઈ કરામતે કેડેથી પકડી શકતે પણ તે ત્યાંનાં રસ્તાઓથી તદન બીનમાહીતગાર હતો, તેથી તે ગમે તેવો ચંચલ હોવા છતાં તે સમે તેનું કઈ ચાલી શકયું નહીં. જો તે ત્યાંનાં રસ્તાની કઈ માહેતી ધરાવતો હોય તો તે માત્ર એટલીજ હતી કે એ એક સલંગ જાણીતો રસ્તો હતો અને વળી તે પણ તેજ દીવસે દીસના પોતાના એક મીત્રં જોડે કરવા જતાં તેણે ફકત એકજવાર દીઠો હતો.

નાજાંની ખોલમાં તે એમથી તેમ બહુ ફરયો પણ અંતે તેણી નહી જડવાથી સહવારે સાઊચેતી અને શાંતીથી તેણી માટે બારીક તજવીજ ચલાવવાનું નક્કી કરી તે નીરાસ થઈને પાછો પોતાને મુકામે ગયો.

વાંચનાર જાણે છે તેમ તે વકીલનો ધંધો કરતો હતો. અને એજ ધંધાને સબબ તેણે મધરાસ તરફ એકાએક આવવું પડયું હતું, અને જે રાત્રે તેનો નાંજાં સાથે અચાનક મેલાપ થયો તે રાત્રે તે અમસ્થો ફરતો ફરતો હોટેલમાં જતો હતો.



## પ્રકરણ ૨૫ મું.

## નાજાંનું ગુમ થવું.

જ્યાં જાઊં ત્યાં રૂકે છે, નશીબ મુજપર;
ને આપે છે પકડાઈ જવાનો બહુ ડર.
નથી જો કે કોઈનો ગુનાહગાર હોય—
કરી ચોરી ને નાહશી આં આવી હોય—
તેમ, મુજનો ત્યાંથી પડેચ ધરવી રાત,
નથી જો કે કશી બુરી ઘાત.

"અરે બેહેરામ" દોલીશેઠના બંગલામાં રાતના ગભરાટ પછી સહવારે ધનબાઈજીએ ચાકરને હાંક મારીને કહ્યું "જો માલપર જઈને-હજુર શીરીન નીચે કેમ નથી આવી. બોલાવી લાવ."

વારૂજીના જવાબ સાથે બેહરામ ઉપર ગયો. "બાઈ સાહેબ" થોડાવારમાં બેહેરામે નીચે આવી બાઈને કહ્યું "શીરીનબાઈ તે-વણના ઓરડામાં નથી બારણું અલગું હતું તે હું જોઈ આવ્યો."

"વારૂ ત્યાં નહીં તો જો છોકરીઓને શીખવવાના ઓરડામાં હશે ત્યાંથી બોલાવી લાવ" ધનબાઈજીએ હુકમ કીધો અને બેહેરામ દોડી ગયો,. પણ ત્યાંથીબી "નથીજી" કરીને તેના પાછા ફરવાથી હવે ધનબાઈજી પાતે સોધવા ઉઠયા પણ શીરીન કે ક્યેથી નજર આવી નહીં!

"માયજી ! આજે સીરીન કયાંછે" નીરાશી સાથે પોતાની માતાને પાછાં ફરતાં જોઈ ગુલ બાનુંએ દાદરપર ચઢતા પુછયું. "હુજુર મલે નહીં તે કયાં ગયાં હશે.

'મરે હું શું જાણું કયાં ગઈ તે" એટલુંજ બોલી ધન-બાઈજી ગભરાટમા નીચે ઉતરયાં.

આ ગભરાયલાં માય દીકરાની ગંભીર વાતચીતે એક જણને એકાએક ચમકાવ્યો અને અમારા વાચકો તુરત પીછાણી શકશે તેમ-તે કોઈજ નહી પણ નાદર હતો. જેણે દાદર આગલથી પોતાના પીતા પાસે પગાર થતા ઉપલી ચોંકાવનારી ચરચાર એકાએક સાંભલી. ખચિત આ ખેદજનક ખબર તેને માત્ર ચોંકાવનારીજ નહી પણ ચચરાટ જારી હતી, પણ જેવા માય બ્હેન દાદર આગળથી આઘા પાછા થયા કે તે પીતા પાસે જવાનું પડતું મેલી ફીકકે ચેહેરે શીરીનનાં ઓરડા તરફ ધસી ગયો.

તેણે ત્યા કોઈ નહી જણાયાથી તે પણ ઝટ ગભરાટમાં નીચે

ઉતરી પડયો, અને શીરીનની શોધ ખોળમાં પડેલાં પોતાના વ્હાલાઓ સાથે 'તેણી કયા ગઈ હશે' તે વિષે તપાસમાં પડયો.

"શીરીન તો કયે જતી રહી" એવા સબદો આખા બંગલામાં નાના મોટાને મોઢેથી ગંભીરપણે ફેલાઈ ગયા અને સર્વે ગમગીન દેખાવા લાગા.

"વારૂ ગઈતો ગઈ" ધનબાઈજી વિચારમાં પડયા "પણ મરે, રખે કંઠે લોબાંણુ ફેરવ્યું હોય."

એવા શકથી કહોકે ભુલભર્યા ખોટા શકથી, તેવણ તેણીના ઓરડામાં ગ્યા અને તેણી પોતાનો સમાન લઈ ગઈચ કે નહી તે જોવા લાગા.

પણ આ ખોટા શકની ખોલથી તો સઘળાની શોધ ખોલ અને અંદેસાપર એકાએક અજવાલાનો છાપ પડયો, અને હજી તો તેવણ તેણીનો સર્વ સામાન તપાસે તે પેહેલાં તેવણને તેણીના જતા રેહેવાનો એક મજબુત પુરાવો હાથ લાગ્યો !

આ પુરાવો પડબીડામાં બીડેલું પત્ર હતું, જે પોતાની ટેબલ ઉપર શીરીન મેલી ગઇ હતી અને તેનીપર આં બાઇની નજર પડી ! તે ઊપર દોલીશેઠ તેમજ ધનબાઇજિનું સરનામું જોતાંજ તેવણ એક આંચકે ચમકયા અને ભારે આતુરતા સાથે તે કાગજ ઉખેડી ધડકતી છાતીએ અને ધ્રુજતે હાથે વાંચવા લાગાં.

મધરાસ મધરાત કલાક ૧૧) તા૦ ૪ જુન ૮૦

**મારા મેહેરબાન માયાલુ મુરબ્બી,**

શેઠ સાહેબ દોરાબજી મંચેરજી દુરબીન.
બાઇ સાહેબ ધનબાઇજી દોરાબજી દુરબીન.

નસીબ સંજોગે એક નહીં પણ મારી ઉપર આવી પડેલી એ અચાનક આફતો સાઠે, મને આપનો સંતોષી આસરો ભારે સંતાપ અને દલગીરી સાથે છોડી જવો ભાગ પડે છે.

અંધારી રાતે, ધ્રુજતે હાથે અને રડતી ચસમે મારા નસીબ ઉપર માહા સંતાપ કરી આ પત્ર મારી પાછલ મેલી જતાં મારી છાતી ફાટફાટ થાયછે. પણ શું કરૂં–લાચાર છું !

તમારા સુખવાસી મકાનને અને મારી સંતોષી હાલતને માટે હું રડીશ નહીં તેટલી તમો સર્વ માયાળુઓની માયા લગાડી–માયા મેલવી દુર થતા હું જીગરથી ગમખાર થઇશ. પણ સ્વપણે ન

ધારેલી જે મુસીબત મને મધરાતથી ફરજયાત નસાડે છે, તે મારી પુઠે લાગેલા એક પાપીને મારા સર્વ સુખને ભોગે પછાત નાંખવાની મારી પવીત્ર ફરજ બજાવતા ગુમ થવુ તમો મુરબીઓની નજરમાં નીચુ જોવાડનાર ન બને એટલાજ માટે હું લગાર લબાણથી ખુલાસો કરવા ચાહું છું.

એક રીતે મને આસરો આપનારની રજાવગર અને બીજા હાથ પર તેવા એક મેહેરબાન મુરબીની ભયભરેલી માંદગી વચ્ચે મને આવો રસ્તો લેવાને પડેલી ગરજ અને ફરજ મારા સરઊપર બેશક બેવફાઈનો બટ્ટો ચોંટાડવાને બસછે, પણ આફત અને અદેશામાંજ અફડાતી મારા જેવી એક હીણભાગ્ય અબલાની પ્રમાણીક માફી તમો મુરબીઓ દુલા દીલે કબુલ રાખશો એવો મારા દુ:ખો વચ્ચે મને દીલાસો છે.

એક ખાનગી ખુલાશાની હું ખચિતજ જરૂર જોઉછું. અને તે ખુલ્લો મેલવાના બદલામાં હું એકજ ચીજ જે માંગી લઈશ તે એજ કે જયાં સુધી હું તમોને સ્વરૂપે આવી મળુ યા પત્રદ્વારે લખુ નહી ત્યાં સુધી એ બીનાનો એકપણ હરફ કોઇને પણ કેહેશોનાં.

એક વખત એવો હતોકે હું પણ એવાંજ સુખમાં લપેટાયલી હતી; પણ મારા પીતાને ત્યાં આવતા ત્રણ મીત્રોમાંથી મને એક સાથે પરણાવાની તેવણે વાપડેલી જબરીની હું સાંમે થયાથી અને તેની કંઈક કુચાલ માટે મારા સાફ નાં પાડવાથી મને તેવણે પોતાના આસરાથી હમેસની અલગી કીધી, પણ ફકત ઊત્તમ કેલવણીનાં સ્વતંત્ર છુટાપણે પણ આબરૂ અને સંભાલથી આજે હું અનાથ અબલા દેશેદેશ હીમતથી આ દોરંગી દુન્યાના દોરંગી દોરમાં દોરતી ફરૂં છું.

મારૂં નાંમ નાજાં છે, પણ વખતના દેવને સહરણ થઈ જુઠાનાં મેં પુંજા કીધી છે.

મારી પાછલ મુકી આવેલી કંઈક મારી ચીજો કોઈપણગરજાઉ ગરીબને મારી તરફથી એનાયત કરવાની તસદી લેજો, એટલુંજ નહીં પણ મારા ગયા મહીનાનો ચહડેલો પગાર પણ છુપી રીતે કાઇપણ ખરઃ આસરાને પાત્ર હોય તેમને બક્ષીસ કરજો એવી મારી આપને છેલ્લી એક અરજ છે.

મારા દયાળુ શેઠ પોતાનીબીકટ માંદગીમાંથી જલદીથી તાજ

ગીમાં આવે, અને મારી ભલી બેહેનો ગુલાનું પીરોજા તથા મેહેરને મારી નમ્ર યાદ સાથે એટલું કેહેજોકે તમારી ફ્તેહમંદ કોશીશો વધુ ઊમંગથી ચાલુ રાખજો એવુ ચાહી, ખતમ કરેછે નમન સાથે,

સદાની ઉપકારમાં દબાયલી તમારી
શીરોન.

## પ્રકરણ ૨૬ મું
## નાદીરને નસીયત.

આપી ચુકીય લાયક જવાનને એક કોલ;
દલગીર છું રાખી સકાય નહી તારો બોલ.
નથી જોકે મુજ દીલમા તુંજ માટે પ્યાર;
ભલા તારા બોલ માટે માનુચ ઉપકાર.

"મરેરે ! કેવી મેહેનતુ અને પાકજાદ હતી" ધનબાઇજી શીરીનનું કાગલ વાંચી કગલ્યાં. "ખુદા માલમ શુ કારણ મલ્યુ હશે. મારીતો જમણો હાથ હતો અને બધી વાતે કાબેલ ને લાયક હતી.

"કોણ માયજી?" તેવણને બબડીને ઉતરતાં જોઇ તેવણની નાની બેટી મેહેરાં બોલી "શુ બીચારી શીરીન જતીજ રહી."

"હા દીકરી" ધનબાઇજીએ ગંભીરાઇથી કહ્યું "કોણ જાણે શું સીતમ હસેકે સર્વે છોડી એકદમ ચાલી ગઈ. એના ઓરડામાંથી આએ કાગલ મલ્યું છે તેમાં કંઇક ખુલાશો છે." એટલુ કહી તે કાગલ તેણીના હાથમાં આપ્યું.

આ કાગલ વાંચી સર્વે ઘણાજ ઉદાસ થયા કારણકે માત્ર થોડાં માસની ટુક મુદતમાં તેણીએ સર્વેનો પ્યાર ખેંચી લીધો હતો. પણ આવી અચાનક રીતે અલગી થયાથી સર્વે જન્જાલ વળી ધનબાઇજીને માથે આવી પડી હતી.

એ તો સર્વે આપણે તપાસ્યા પછી હવે આપણે બીજી તરફ નજર ફેરવ્યે.

"શીરીન જતીરહી" એ બોલ જેવો નાદીરને કાંને પડયો તેવોજ તે ભડકયો. ધનબાઇજીને લખેલુ કાગલ જયારે તેણે વાંચ્યું ત્યારેતો તે ઘણોજ પસતાવા લાગો. હવે છેક અગીયારમે કલાકે આ વીચારથી ઘણો ગમગીન બની તે પલંગપર ઊંધે મસતકે પડી રડવા લાગ્યો.

થોડોકવાર પછી સાંત થયાં બાદ તે પોતાના ઓરડામાંથી શીરીનનાં ઓરડામાં જવા બાહેર નીકલ્યો. પણ તેવામાં તેની નજર પોતાના સણગારની એક પેટી પર પડી; જેપર તેને સરનામેનું એક કાગલ હતું. શીરીનનાં સુંદર અક્ષર જોઈ તેને તે ગભરાટમાંજ ઊખેડયું.

મધરાસ-મધરાત કલાક ૨) તા૰ ૪ જુન૮૦

**મેહેરબાન શેઠ નાદરશાહ,**

મારા અચાનક ગુમ થવાથી કોઈ મારી ઉપર બદગુમાન ન લઈ જાય એટલા માટેજ આ કાગલ લખવાને પડેલી પેહલી ફરજ પછી મારી બીજી ફરજ તમારા દીલગીરી પેદા કરનારા એક પત્રનો ઉત્તર આપી બાકીની બીના માટે માતાજી પર આ સાથે લખેલા પત્ર ઉપર હું તમારૂં ગંભીર ધ્યાન ખેંચુ છું.

તમારો પત્ર—તમારી નાદાન કલમથી પ્યાર ચીતારેલો પત્ર--જોઈ હું ખરેજ દુ:ખાંછું. તેમાં લખેલી બીના કેવલ અસભવીત છે એટલેજ તે કદીપણ નહીં બને એવીછે. તમારેજ એતો ખ્યાલ કરવાનો છે કે તમારા પીતાના આસરા હેઠલ હું--ગમે તે કહો પણ- એક નોકરી બજાવવા રહી છું. તે મકાનમાં મને શેઠાણી બનાવવાની તમારી વાત ખચિત એવકુફાઈનો માત્ર ખાલી ખ્યાલજ ગણાય. તમારા આ અણઘટતા ઊછાછલા પગલાએ મને ઘણીજ નીરાસ કરી મેલીછે, અને આવી અઘટીટ માંગણી માટે તમોને નીરાંસ કરતાં હું એટલોજ એશારો કરીશ કે એક ચોકસ લાયક જવાન સાથે હુ કોલથી બંધાઈ ચુકીછું. અને એટલા પરથીજ ખ્યાલપણ આપી શકીશકે તેજ પવિત્ર વચન પાકદામાનથી અદા કરવાને મેં શેહેર ઘેર છોડી આવી રીતનો રંજ અને જેહેમતભર્યો દેશવટો લીધો છે—જેઆદે તે શું લખું!

મારા સુખી સમામાં તમે મને નાહેક સંતાપીછે, અને એ વાતથી હાથ ઉઠાવવાની મારી આરજુની અફશોશ! તમને કંઈપણ અસર થઈ નહીં એ જ્યારે મારો પેહેલો સંતાપછે, ત્યારે એક માયાલુ મુરબીને એવાજ એક બીજા બુરા સંજોગે તેમની સખત માંદગીમાં છોડી જવાનું મને બીજુ દુ:ખ એવડો સંતાપ છે.

"શીરીન લુચ્ચાઈ કે કશી બેવફાઇથી નાસી ગઈ નથી' એમ સર્વેની ખાતરી કરજો કાં'કે લાઈલાજે મેં આવું છેલ્લું પગલું ભર્યું જેમાં અફશોશ, સદહજાર અફશોશ કે મારો નહી પણ મારા બુરા બદબખ્તનોજ વાંક છે. ખેરજેમ તે સાહેબની મરજી.

સર્વસુખી રહો એજ દુવા ચાહેછે; તમોએ ભરેલાં પગલાથી દુઃખી

શીરીન.

ખચીત નાદીરને આનસીઅતી પત્રથી બહુજ બેચેની ઉપજી અને તે પુરો પસતાવામાં પડ્યો. જે ઓરતને તેણે એકવાર ચાહેલી એટલુંજ નહીં પણ સદાનો સાથી બનાવવાની તેને મોટી પણ ખોટી ઉમેદ બાંધેલી તેજ ઓરત આવીરીતે અચાનક ગુમ થઈ જાય એ જેવો તેને બીજો ગમ અને સંતાપ શું હોય?

હવે આપણે શીરીનનાં ગુમ થવા વિષેની ટુક હકીકત તપાસી જોઈશું.

વીકાજી વકીલના સપાટામાંથી સટકીને એક આડકતરી ગલીને માર્ગે શીરીનનો દોલીબાને બંગલે ડાકટરની સાથેજ આવીને દીવાનખાનામાં દાખલ થઈ ત્યાં ગડબડમાં પડી તે તો વાંચકો આગલા ભાગમાં વાંચી ગયા હશે.

ડાકટર આવે તે અગાઉ દોલીશેઠ તો 'ઉપરના ઉપાયોથી' હુશીયાર થયા હતા, તોપણ તેવણની તબીઅત તપાસી ડાકટરે સાથે લાવેલી દવાઇમાંથી એક ભાગ પાઈ; જેથી તેવણને જરાવારમાં આરામ થયો.

"આ દવાથી આરામ થવા સાથે ઊંઘ આવશે" ડાકટરે શીરીન અને ધનબાઈજીને તાકીદ કીધી. "માટે ઓરડામાં બીલકુલ કાંઇ પણ ગડબડ થવા દેતાંજ નાં."

ડાકટરની આવી ભલામણથી દોલીબાના હૅલમાં માત્ર ધનબાઈજી અને શીરીનજ રેહેતાં હતાં. જયારે દોલીબા જરાં નિંદમાં પડયા અને સર્વ સમાધાન થયું ત્યારે પેહલાં ધનબાઈજી જમી આવ્યાં જોકે તેવણતો જતાંજ નહીં હતા તોપણ શીરીને તેવણને બોહોસ કરીને મોકલ્યાં. તેવણ જમી આવ્યા પછી શીરીન ખાનાપર ગઈ લેકીન તેણીને કંઈ ખાવા ગમ્યું નહી. જરા લગાર ખાધું નહી ખાધું એમ કરીને તેણી ઉપર ગઇ અને આજના બનાવ

ઉપર સંતાપી જીગરે ઘેર કરતી અઢેલાઈ પડી.

"વીકાજી વકીલની આ અચીતી મુલાકાત ઘણીજ અચરતી ઉપજાવનારી છે" તેણીએ ધાર્યું. "પણ એકવાર તેણે મને જોઈચ તો હવે તે મારો પીછો મુકનાર નથી. સવાર પડતાંજ તે પોતાના સત્તર કામ, પડતાં મુકી હું કયાં રહુંછું તેની તપાસ પેંહેલાં ચલાવશે; અને અંતે તેહેકીક કરીને મને જો પકડી કાઢશે તો પછી સઘળી મારી આબરૂની ધુલધાણી સાથે અતરે મેલવેલી મુરવત પણ ધુલ મલશે; એટલુંજ નહી પણ નાહક નીંદાનો ભોગ થવા ઉપરાંત બેઈજત થઇ અતરેથી જવું પડશે માટે બેહેતર કે તેવું કાંઈ બને તે પેહેલાં મારેજ હ્યાંથી ગુપચુપ નીકલી જવું કે જેથી આબરૂ બચાવ્યા સાથે એક લુચ્છાના ફાંદામાં ફસતી અટકશ"

સંતાપ અને અંદેશાતો આ કમનસીબ પણ નીરદોષ નારના નસીબમાં એક નહી પણ અનેક હતા, જે સઘળા સાંમે આ કેળવાયલી પણ સબુરીવાલી સુંદરી હીમ્મત અને ધીરજથી ટકી રેહેતી હતી.

તેણીને બીજો સંતાપ દોલીઆના દીકરા નાદીરશાહનો હતો. તેણીની પુઠે લાગનાર પેલો કુછંદી વીકાજી જયારે આજસુધી તેણીની નજરથી દુર હતો ત્યારે આએ એક પોરીયો તો રાતદીન એકજ મકાનમાં વસતો ફરતો હોવાથી આ બન્નેની પુઠ મજબુત જોઈ અંતે નીસાસો નાખી આ નીરદોષ નાજનીને ઘણાજ દુ:ખની હાયથી સર્વ સુખને એકજ જપાટે શલામ કરવાને તજવીજ કરવા માંડી અને ઊપર લખેલા પત્રોમાં તેણીનાં આ ઠરાવનું એકંદર પરીણામ આવી ગયું.

આવા ઠરાવપર આવ્યા પછી તેણીએ પોતાના થોડા કપડાની એક ઘાંસડી બાંધી અને પોતાની પાસે જેટલા રોકડા રૂપ્યા અને અંગત અવેજ હતો તે પોતાની પાસે રાખી લીધો.

આ પ્રમાણે તૈયાર થઇ જયારે માત્ર બંગલોજ છોડવાની બાકી હતી, ત્યારે તેણીનું હૈયું ઘણુજ ભરાઈ આવ્યું. આ હીનભાગ્ય અબલા પોતાના અભાગ્યા નસીબપર અફસોસ કરતી હુસકે હુસકે રડવા લાગી. રંજભરી મુસાફરી પછી માહ જેહેમતે મેલવેલી આ મોજ અને સાન ભરી શેવા તથા સુખને સદાની સલામ કરતાં તેણીનું નાજુક જીગર ફાટફાટ થયું, અને વીકાજી

અને નાદીર જેવા બન્ને કુચાલ કુંવારાઓ-તેણીના સુખના સતરુઓ-ઉપર અફસોસ કરતાં તેણી એકા એક ઉંઘમાં પડી.

આવી ગભરાતભરી ઊંઘમાંથી એકદમ જાગી ઊઠી. પોતાના ઘડીયાળપર નીસાસાથી નજર ફેકતાં તેણીએ ૧ વાગેલો જોયો.

સઘલું સાંત હતું. સઘલા ભર ઊંઘમાં હતાં. તેણીએ પત્રો લખી કાઢીને તેને ઘટતે જગાએ મેલ્યા પછી ઘણીજ આસ્તેથી ગુલ, મેહેરાં, પીરોજાનાં ઓરડામાં દાખલ થઈ તેઓનાં રૂખસારપર ચુંબન કરી કોઈ ન જાણે તેમ ફરજની મારી આ કમનસીબ કુંવારીકા દોલીબા શેઠના આસરાથી અલગી થઈ બંગલાથી બ્હાર પડી; અને સુંદર ચશ્મોમાંથી નિરમળ આંસુંઓ વરસાવતી બંગલા સામે તીકતી ઉભી; તથા રૂખસારપરથી આંજું ખેરવતી પાછું ફરીને જોતી આ વારતાની નાયકા ગંમમાં ગીરફતાર થતી વીચારમાં વીટલઈને આગલ ચાલી.

## પ્રકરણ ૨૭ મું.

## સંતાપમાં સીકડાયલો સાવક.

### ભૈરવી—ગજલ-

"સુખ સંસાર નારી સમાન, બીજુ નથી ખરે"—એ રાહ.

સુણ યાર, બલ્યો એ પ્યાર, અજબ ગજબ કરે, મુજ જીવ ઝુરી મરે;
ન થા સંગદીલ, ન કર તું ઢીલ, તું આવી મળ અરે, મુજ જીવ ઝુરી—

કરીને પ્યાર, તુંજ દીલદાર—નાં દુઃખો દેખ્યાં, ભલાં તે વેઠયાં;
સમજ પ્યાર, કંઈ કર વિચાર, કાંય દુર દુર ફરે, મુજ જીવ ઝુરી—

તજી સુખ સાજ, નાજાં તું કાજ, દીઠા દુઃખો આજ, કર્યા તે એક હાથ;
નથી બાકાત, ખમવા તાકાત, વધુ જુદાઈ ખરે, મુજ જીવ ઝુરી—

કર કંઈ રેહેમ, ન થા દિલ કમ. યાદે રીખુ હરદમ. વિના મજ તું સનમ;
લે કાંઈ દાદ, ધરી મજ યાદ, કર દીલસાદ ખરે, મુજ જીવ ઝુરી—

મુજને દોલત, કે ધન સંપત-ની નથી અગત, ચાહુંચ તુંજની સંગત;
સુગત તારી, મોહક ભારી, થી નેણ મુજ ઠરે, મુજ જીવ ઝુરી—

હવે દોલીબાની નોકરી છોડી શીરીને ચાલતી પકડીછે એટલાં માટે હવે તેણીને "નાજાં"નાં ખરા નામથી આપણે ઓલખીશું.

દુરબીનના સુખી સાહ્યા છાયાથી આફત ને અંદેસા સાથે અલગી થયેલી નાજાં ચાલતી સ્ટેસનપર જઈ લાગી, જયાં ખબર કાઢતાં તેણીને જણાયું કે એક ગાડી સાડા ત્રણવાગે ઊપડેછે, જયારે બીજી સાડા ૭ વાગે ઊપડશે.

"વખતે સવારે દાદીબાના ઘરમાં સોધાસોધ ચાલી રેહેશે." નાજાંએ વિચાર્યું. "તો કોઈછ વાગામાં સ્ટેસનપર આવી લાગશે; માટે બેહેતર છે કે પેહેલીજ ગાડીમાં ઉપડવું."

અને સાડાત્રણની પેહેલી ટ્રેનમાં તેણી મથુરાસથી ઉપડી ગઈ!

એક ગમ નાજાંનુ ઉપડવું થયું કે સહવાર પડતાંજ પેલા વીકાજી વકીલે પોતાના કામે પડતાં મેલી નાજાંની છુપી સોધખોલ ચલાવી. પણ પોતાની પાપી મકસદ પાર પાડવાને અને તેણીના ઠેકાણાનો પત્તો મેલવવાને તેણે કેટલાંક ચોકસ માણસોને લાંચ આપ્યા છતાં જયારે કસો મનમાનતો અંજામ આવ્યો નહી; ત્યારે તે ઘેરાયલો અને ખીજવાયલો ખભરાયલો ફરવા લાગ્યો જે જોઇ આજુબાજુનાંઓ અચરત થતા હતા.

નાજાંજ જેવી એક પફાદાર નારને કોઈબી રીતે હાથ કરવાને આ વીકાજી વકીલે ઘણાખી ફાંફાં માર્યાં પણ હોય તો મળે કેની?

છેવટે સખતનીરાસી સાથે વીકાજીએ એ પુઠ પડતી મેલી કાંકે તે ચેતી ગયો કે 'મને જોઇ કોઈબી જોખમે તેણી નાહસી ગઇ કશે.'

હવે આ બનાવને પડતો મુકી આપણે સાવક તરફ ફરયે.

જે દીવસથી નાજાં પુણેથી હૈદ્રાબાદ ગઈ તે દીવસથી તેણીના ખરા અને ખરેજ લાયક ચાહનારા સાવકમાં જે ફેરફાર થયો તે એજ હતો કે તેના ડાચા બેસી ગયા હતાં, આંખોમાં ખાડા પડયાં હતા અને બહુ નાતવાન થતો ગયો હતો. જુદાઇના માહાકારી ગમમાં ઝુરાઈને ગલાતા જતાં આ ગુણવંતા જવાનને જે દુ:ખ ડુંગર સમાન લાગતુ હતું તે નાજાંએ બંધ રાખેલાપત્ર બ્હેવારનું કારણ હતું, કે જે આવા પાક પ્યારથી પીડામાં આવી પડેલાં એક ઉમેદવાર માટે તો સઘલા સધીયારાનું બાકી રેહેલું એકલુંજ સાધન હતું. નાજાં પોતે પણ પોતાના હાથ અને કલમને આવી રીતે રોકી રાખવા ખાતેર અંતકરણથી દુ:ખી હતી. જોકે સાવક તેણીનો ભરથાર હતો નહી તોપણ ભવિષના સાથી તરીકે તેણીએ પોતાને વચનથી બાંધી લીધી હતી એટલે તેવી હાલત વચ્ચે પણ તેણી ખાવીંદના બોલ બરાબર સાવકના બોલને માન આપવાને તઈયાર થતી—કહોકે એક ફરજ સમજતી હતી. જો સાવક એમ જાણે કે તેની નાજાં ચોકસ શેહેરમાં છે અને તે જો ત્યાં આવી નાજાંને મુંબઈ જવાને સલાહ આપે તો તેનો બોલ, તેણીથી છંડાય નહી. એટલાજ માટે નાજાં કોઈબી શેહેર સેરથી પોતાના આવા એક માનીતા ઉપર હરફ પણ લખી સકતી ન હતી.

પણ નાજાંની આ વર્તણુકથી સાવકને બહુ બળાપો થતો હતો. તેણી કયાં હશે, કેમ રેહેતી હશે, કેવા સુખ દુઃખમાં હશે, શું કરતી હશે તેના વિધવિધ વિચારોમાં તે સઘળો વખત રોકાયલો રેહેતો હતો. આવી રંજીદાભરી રોકાણથી તે પોતાની ભુખ સાથે ઊંઘ તરફ પણ બેદરકાર બનતો ગયો, અને ઘણો ખરો વખત નાજાં; નિર્દોષ નાજાં અને કમનસીબ નાજાંનીજ ગંભીર યાદમાં તેને પોતાના તનને તાવવા અને મનને મારવા માંડયું.

વાંચનારને રોશણ છે તેમ તે ડાકટર થવાને અભિયાસ કરતો હતો, પણ આવા એક ચાલુ સંતાપે તેના તે ઉપરના ઘક ધ્યાનને પણ શેહેજ ધોકો પુગાડયો. નાજાંની ગેરહાજરી, જુદાઇ અને ગમગીનીએ તેની અક્કલ હુશીયારીને ગોયા સુહુન કરી મેલી હતી. પરીક્ષા નજદીક આવતી હતી તોપણ તેનામાં જેવી જોઇએ તેવી ઉલટ ઉતપન થતી હતી નહી. પોતાને માટે એક તિરદોષ નાર સુઘલું સુખ છોડી દેશદેશ દુઃખ વેઠવાની રંજ ખેંચે એજ વિચાર સાવકને સંતાપમાં સીકડાવાને બસ હતો અને તેથી કોઇવેળા પોતાના ઓરડાનું બારણું બંધ કરી એક ખુરશીપર બેસીને ટેબલ ઉપર માથુ નાંખી નાજાંનીજ યાદમાં પડી રેહેતો અને પોતાની હાલતને અનુસરતી (મથાલે લખેલી) એક ગજલ ગાઇ પોતાનાં સંતાપને સેહેજ પણ સાંત રાખી શકતો હતો.

—o—

## પ્રકરણ ૨૮ મું.

## એક મોહક મેળાપ.

ઓ કોણુ! મારી એક માનીતી નાજાં!
અરે તુજ જુદાઇમાં દીન કાઢીયા ઝાઝા!
શાને વાસ્તે રૂઠી તું વ્હાલી મુજપર?
શાને વાસ્તે રાખી તેં ઘાતકી નઝર?
તુજ યાદના અંગારમાં થયો હું રાખ;
પોલાદ સમ મુજ દેહને કીધી બાળી ખાખ.

“હવે ત્યાંથી નીકલી તો ખરી પણ જવશ કયાં? હવે ફરી શેહેર ને ફરીયે ઘેર તથા કોણને આસરે પડશ.” મધરાસથી નાજાં

થઈને જેવી ગાડી ઉપડી કે વળી તેણીનો સંતાપ સહર થયો. "એ ખુદા! હવે મને તારી દરગાહમાં તેડ. હું એટલી તો નિર્દોષણું કે મારી નાહની વયમાં મેં કસાં તેવાં પાપ તો નથીજ કર્યા કે જેની એક લાયક સજા તરીકે આવા હરામખોરો દુઃખો દેશદેશ દેખું."

આવા ભયભીત વીચારમાં તેણી આખો વખત બેકરાર બની રહી. આએ વેળા તેણીનો ચેહેરો ઘણોજ ઉદાસ જણાતો હતો અને તેણી તેવાજ ગંભીર ચેહેરા સાથે સેવટે કલકત્તાના સ્ટેસન ઉપર ઉતરી અને તે કુસાદે સ્ટેસનના બીજા વર્ગની બાનું ઉતારઓના "વેટીંગ રૂમ" માં દાખલ થઈને આસાએસ લેવા બેઠી. આસાએસ લેવાનો આએ વખત તેણી માટે નહી હતો. તે તો બસ અંદેસા અને અફસોસ વચ્ચેજ અઠડાયા ને અફડાયા કરવાનો હતો.

પાણીની તેણી બહુજ પાસી થઈ હતી જે માટે કોઈને કેહવાને તેણી ઓરડાની બાહેર આવી ઉભી; પણ તેવામાં એક નર માસવાલા આબરૂદાર જવાન ઉપર તેણીની નજર પડી. નાઝાંએ, તે જવાનને નમન સાથે બોલાવી પાણી માટે અરજ કીધી. પાણી સ્ટેસનપર ઠંડું અને સ્વચ્છ નહીં જણાયાથી તે ભલા જવાને પાણીને બદલે આઈસલેમનેડનું એક ગ્લાસ તેણીને પ્રમાણીક ખુલાસા સાથે નમ્રથી નજર કર્યું.

નાઝાં તે જવાન ગ્રહસ્થનો નમન સાથે આભાર માની પાછી ઓરડામાં દાખલ થઈ.

દાખલ થતાંજ તેણીએ વિચાર્યું કે આ જવાન તેના દેખાવ ઉપરથીજ કોઇ આબરૂદાર ગ્રહસ્થ માલમ પડે છે; માટે હું જો તેને મારો હેવાલ કહીશ તો ઠીક થાશે. કાં'કે કલકત્તા જેવા મોટા શેહેરમાં મને વધારે ગભરાટ થયા કરશે. હજુરતો પોતાના આ વિચારને ઠરાવમાં લાવે તેટલાં તે ઓરડાનું અલગું બંધ કીધેલું બારણું કોઈએ થોડું ઉઘાડયું; જે ચીચવાતાંજ તેણીનો નજર તે ઉપર પડી.

એ જોનાર કોઈ પારસી ગ્રહસ્થ હોય એમ તેણીને જણાયું પણ હજુર તો તેણી તેને બરોબર ઓલખે તે આગમચ તે જોનાર પારસી તેણીનો મુખડો જોતાંજ ચમકયો અને જોર સાથે એકદમ બારણું ઊધાડી તે વિજલીની ઝડપે નાઝાંની સાંમે આવી ઉભો.

સાવક તરીકે તેને પીછાણી નાજાં એક ચીસ સમેત પોતાના આ વ્હાલા સાથીના હાથમાં પડી.

"એ કોણ નાજાં !" સાવકે અતી કરખથી તેણીનો નાજુક હાથ આંખમાં દાબી કહ્યું "બોલ તું આં કયાંથી ! આટલે મહીને તારા ગરીબ પણ તારી પ્રસંસા પામેલા તારા શાવકને કયાંથી નજર પડી ? નાજાં તું જેવી એક મારી ભવિષની ભલી ભાગ્યણુ સાથે સ્વપણે નહીં ધારેલા આવા મોહ પમાડનાર મીલાપથી મારૂં દુઃખી જીગર ખચિત ખુશ ખુશ થયું છે."

"સાવક, મારા સદાના સાચ્ચા સાવક" નાજાંએ ઘણીજ ઉંઆરાધથી દરગુજર ચાહી "મને માફ કરજો મેં ગુનાહ કરયો છે, પણ હું લાચાર થઈ પડી હતી. છેલ્લી પુણેથી ઉપડયા પછી મેં એક પણ પત્ર લખ્યો નથી, પણ જો હું ત્યાંજ રેહેતે અને તમે આવીને મને મારા પિતાને ઘેર મોકલતે તો તમારા સખુનને શર ઉપર ચહાવતા હું તે નિર્દય બાપના ભારે સતાપમાં સબડતે એટલુંજ નહી પણ મારા ભવિષનું હું સત્યાનાસ વાલતે એજ ખ્યાલથી તમે આવી મલો તે અગાઊ મને પુણુ છોડવું ભાગ પડયું હતું. માનજે શાવક કે પુણુ છોડીને હેદ્રાબાદ અને હૈદ્રાબાદથી મધરાસ સુધી ભટકીછું, પણ સઘલું સરસ સુખ આંગલાપર ગણાવે એટલાજ માસ હું ભોગવી સકીછું. મધરાસ મધરાતે છોડવું પડયું છે! અને તે પણ આપણી પાપી પુઠ પકડનાર પેલા વીકાજીને લીધેજ હાલહાલ નાસી આવવું પડયું છે. કોઈ કમભાગ્ય સંજોગે અમો એક ઘોરી રસ્તા વચ્ચે સામસામાં થયા કે જે નાખુશ મેલાપમાંથી હું ઈશ્વર કૃપાથી અજબ છટકી–કહોકે બચી શકીછું, નહીં તો તે મુંજી મારા ઉપર જરૂર જરૂર ફાવી જઈ, મને પરદેશ અને પરઘેર વચ્ચે બેહોરમત કરી કદાચ મુંબઈ લઈ જતે અને એજ કારણથી બીજે દીનનો સુરજ જોવાની રાહ ન જોતાં હું ત્યાંથી રાતોરાત ઉપડીને અતરે ઉતરી છું અને હવે શું કરવું તેજ અદેસામાં બેઠી છું."

આં નાજાંએ પુણાથી ઉપડવાને લગતી–કલનલ કેનમના કુટુંબની તારીફ–દોલીશેઠને બંગલે બજાવેલી સેવા–નાદીરનો પ્યાર અને વીકાજીના મેલાપને લગતી સર્વે હકીકત વીગતવારે કહી કે

જે સાંભળી સાવકને સંતાપ ઉપજ્યો તોપણ તેણી આબરૂ મેળવી શકી તે માટે સંતોષ દેખાડવા સાથે તેણીની હીંમત હીકમત અને આબરૂની તારીફ કરવા લાગ્યો.

હવે સાવકે વીકાજી સાથના તેનાં કજીયા અને તેમાંથી કોર્ટમાં તેને થયલા દંડની સર્વે વાત નાજાંને કહી, જેણી પણ આવા હેવાલથી અજાયબ થઇ અને તે લુચ્છાને સીક્ષા થયલી સાંભળી ખુશી થઈ; પણ તેજ વખતે સાવકને તેણી માટે જે ખમવું પડયું તે માટે પોતાની દલગીરી દેખાડવાની સભ્યતા તેણી ભુલી નહીં.

"વ્હાલી નાજાં, હવે આપણી હાલતને લગતા કંઈ ઉપાય પર આપણે આવવું જોઈએ" સાવકે વાતચીત પુરી થતાં જણાવ્યું. "કાં'કે આપણી આવી મોહક મુલાકાત પછી આગલ શું કરવું એ બીકટ બીના સુઝતી નથી."

"વ્હાલા સાવક, તમારૂં બોલવું વાજબી છે. હું પણ એજ વીચારમાં ગરક હતી કે મારે હવે શું કરવું, પણ હવે તે ચીંતા તો તમારે ભાગે પણ આવી છે" નાજાંએ ગંભીરાઇથી કહ્યું "આ સંસારની સખત અને સંતાપી જુસરીમાં અને તમારી યાદના અંગારમાં હું નાતવાન અને બેધ્યાન બનતી જાઉંછું માટે હવે આપણે કોઈ પ્રકારે સુખી થઇએ એવો કોઈ સલામત માર્ગ સુજાડો."

"ભલી નાજાં, આપણે માટે હવે એકજ માર્ગ ખુલ્લો છે અને તે હકદાર શેહાદીથી એક થવાનો છે" સાવકે લાગણીથી કહ્યું. "બીજા ઉપાયો જડતા નથી અને જો કસા હોય તો અફશોશ તે દુ:ખથી દુર કે ખાલી નથી."

"અરે તેવો દહાડો કયારે જોઇશ કે આપણે લગનના પવિત્ર ગાંઠથી જોડાઈને એક થઈએ" નાજાંએ નીસાસો નાંખ્યો "પણ સાવક સબુરી પકડો. આટલું દુ:ખ ખમ્યુંચ અને ખમ્યેચ તે થોડું વધુ ખમીશું પણ તમો જો ડાકટરની પરીક્ષામાં ફતેહમંદ નીવડશો તો એ સઘલું સેહેલ અને સગવડભર્યુંજ નહીં પણ સલામત અને સોભા ભર્યું ગણાશે. કાં'કે તેમ બન્યા શીવાય તમારેથી પરદેશ વચ્ચે રેહેવાઇ ન શકાય અને મારેથી મુંબઈ મધે મોંહ નહીં દેખડાય.

"એટલું કરો કે કોઇબી રીતે મને સારો રસ્તો સુઝાડી

અતરે કેથે જાણીતી આબરૂદાર દુકાન કે કોઈ માનવંત રહીસને ત્યાં તેવા લાયક કામસર રાખીને તમે ભલે મુંબઈ સીધાવો" નાજાંએ તેણીનો એક હાથ તેના હાથમાં આપી બીજો હાથ ખભા પર મુકી અસરકારક રીતે કહ્યું "તમો ખડતલ મેહેનત કરી અને થોડો વખત તમારાં હૈયાંથી અલગી રાખી તમારા અભ્યાસ પરજ ધ્યાન લગાડશો તો ખચીત આ સાલ તમો ડાકટરની પદવી પામશો કે જેના પ્રતાપે આપણે એક થઇ આનંદ રહીશું; નહી તો આવાજ અવટીયાં મારતાં રહી જઈશું અને મારો કેથે ઠાગ લાગનાર નથી."

ખચિત નાજાંના આ મેમુલા બોધો અને સુભેચ્છક સબદો થી શાવક ઊપર એક અતી અજમતી અસર થઈ. તેણીના આ નાના પણ નાદર સંભાષણના બોલે બોલને તેણે ખરો માન્યો. તેણે વીચારયું કે જો અંચીતી મુલાકાતમાંજ તે લગણના ગાંઠથી બંધાઈ જાય તો પછી તેણીને માટે તેને વધુ ઉપાયો લેવા પડે અને પોતાના આસરા હેઠલ રાખવા સારૂ મુંબઈજ લઈ જવી પડે. જો એમ થાયતો તે પોતાના તેમજ તેણીના પીતાના ખોફમાં આવે છે, અને જો પરદેશ વચ્ચે પડી રેહે તો હજી ડાકટર થયેલો નહી હોવાથી ભવિષના ગુજરાનના તેની પાસે તેવાં કસાં સ્વતંત્ર સાધણો નથી. આથી તેને નાજાંના વિચાર વાજબી ધારયા, અને તેથી તેવીજ વાજબી રાહે તેણે પણ વિચારયુ કે હાલ તેણે પાછુ મુંબઈ જઈ ડાકટરની પરીક્ષામાં પસાર થવું, જે પછી 'દેશ કે પર દેશ' લગનના ગાંઠથી લાયક રીતે જોડાઈને તેઓ બીન ધાસ્તીથી જાત મેહેનતે જુદા રહીને પરસપર સુખ ભોગવી શકે.

સાવકે નાજાંની સુચનાપર અમલ કરવાને કબુલ્યું, અને કલકતામાં વસતા પોતાના એક ઓલખાણવાલા પણ આબરૂદાર અને આગેવાન આસનાવ ઊપર તેણીને કોઈ ખાનદાની મંડળમાં શીક્ષકપણું અપાવવાને તેણે નાજાંને એક સીફારસ પત્ર લખી આપ્યું

આ પ્રમાણેનો બંદોબસ્ત કરીને થોડા માસમાં એકમેકના દીદારના દરશણ કરવાને પ્રમાણીક ખાતરીથી, આવી રીતે જુદા પડવાની જુદાઈ માટે, શવકે તેણીને દીલાસો દીધો.

"સાવક! સત માનજો" નાજાંએ દીલાસાના સધીયારાભર્યા

જવાબમાં કહ્યું. "કે એકમેકના જીગર જો જોડાયલાં છે તો ગમે તેટલી જુદાઈ કે જાસતી તેમને જીનહાર જુદા કરી શકનાર નથીજ."

સેવટે આવા સાચા સધિયારા માટે પોતાની ભવિષની આવી એક વફાદાર ભાગયણને પાક પ્યારની એક પાક ચુંબન-જે ખુદરતી બ્હાલમાં કશીપણ એબ નથી તેવી એક ચાહ્યા માયાની હઈયાત ઈધાણીની એક કીસ—લઇ આ ભાવક જવાન પોતાની મનમોહન સુરતીના ભારે ગમગીન દેખાવના ભલા આશિષો વચ્ચે અને કલકતેથી તેણીને છોડી ઉપડી ગયો.

કમનસીબ બીચારી નાજાં! નિરદોષ છોકરી! અભાગ્ય અબલા!



## પ્રકરણ ૨૯ મું.

## નવાં શેઠ શેઠાણી.

વફા! તારેજ કાજે આ વેઠુંચ જફા,
કે વેઠીને જોઊં અંતે સુખના સફા.
વફા! તારેજ કાજે આ વેઠુંચ સીતમ,
છોડી સુખ સાથે પીતા ને પ્રીતમ.
વફા! તારેજ કાજે આ વેઠુંછું રંજ,
કે આખર તુંજ પ્યારનો પામું હુ ગંજ.

પોતાના પીતાનું કંઈ ખાનગી કામ સાવકને એકાએક કલકતા તરફ લાવ્યું હતું, જે પાર ઉતારી મુંબઈ પાછો જવા તે સ્ટેસનપર આવ્યો; જયાં તેને નાહસતી ફરતી નિર્દોષ નાજાં સાથે અચાનક મુલાકાત થઇ ગઈ.

સ્ટેસન પર આવ્યાપછી તેને માલમ પડયું કે 'લેડીઝ વેટીંગ રૂમ'માં એક જુવાન પારસી બાનું એકલી ઉતરેલી છે.'

આએ પ્રમાણે સાંભલતાંજ સાવકને શંકા ઉપજીકે "જુવાન પારસી બાનું! અને તે પણ વળી ત્યાં એકલી—કોણ હશે! કંઇપણ ભેદ છે, માટે જોઊંતો ખરો." એવા વીચાર અને વ્હેમથી તેણે અલગા બારણાની ફાટમાંથી જોયુ અને પોતાની અપાર અજાયબી વચ્ચે પોતાની પ્રાણ પ્રીતાને પીછાણી કાઢી. એ પછીના બનેલા બનાવો ઉપર ખોલી બતાવેલા હોવાથી હવે આપણે અતરે અટકી રીતસર આગલ વધશું.

જેવો કલકતેથી સાવક ઉપડયો કે નાજાં 'વેટીંગ રૂમ'માં દાખ

લ થઈ, અને થોડો વખત મનને સાંત કરી એક ભાડેની ગાડીમાં બેસીને શેહેરમાં ગઈ; જયાં ગાડીવાન તેણીએ આપેલાં સરનામાં મુજબના બંગલામાં ગાડી લઈ ગયો.

ગાડી ઉભી રેહેતાંજ નાજાં તેમાંથી ઊતરી પડી અને બંગલામાં દાખલ થઈ.

"શાપુરજી શેઠ છે" તેણીએ દાખલ થતાંજ સાંમે મલેલા એક નોકરને આસતેથી પુછયું.

'બાઈ, હાજી ઊપરછે.' ચાકરે નમીને કહ્યું. 'શેઠે તમને બારીએથી જોઇ મને મોકલ્યો છેજી.'

ચાકર તેણીનેજ બોલાવા આવ્યો છે એવું જાણી તેની સાથે નાજાં ઊપર ગઈ, જેણીને એક સણગારેલા સુંદર હૉલમાં એક ગોલ ટેબલ આગલ બેસીને લખતા ગ્રહસ્થે આવકાર આપ્યો.

આ ગ્રહસ્થ બહુજ માતેલા અને દમામભર્યા દેખાવના હતા, જેવણને જોતાંજ નાજાં તો ચેતી ગઇ કે સાવકે મને આપેલુ પત્ર આએજ ગ્રહસ્થનું હોવું જોઇએ. તેણી માન સહીત નમીને પાસે ગઇ અને તે કાગલ નમન સાથે તેવણનાં હાથમાં આપ્યું. જે ઉખેડીને વાંચવા પેહેલા તેવણે નાજાંને તેવાંજ માનથી એક ખુરશી આગલ કરી આપીને બેસાડી.

"ઠીકછે બાઇ, હાલતો આ મકાનને તમારૂં મકાન સમજીને ઊતારો લેવો" ચીઠી વાંચી રહીને તેવણે નમ્રતાથી કહ્યું. "હું તમારે માટે મારી પુરસદે બનશે તેટલું બજાવીશ."

"બહુજ આભારીછું" નાજાંએ હેંશાંનથી કહ્યું.

"મને તમારૂ નામ પુછવા દેશોજી?;' સાપુરજીએ સભ્યતાથી એક સવાલ કર્યો.

"મારૂં નામ જરબાનું છેજી" નાજાંએ દોલી શેઠને સાંભલતા વેલુ નામ છોડી ત્યાં બીજું કહ્યું.

"શાવકશા લખેછે" તેવણે બીજો સવાલ કાઢયો "કે એ બાઇ મારા સગાં થાયછે. ત્યારે બાઈ તમો તેવણના શું સગા થાવો છો તે પુછવા દેશો.?"

"કંઇ દુરની સગાઈનો અમે સંબંધ ધરાવ્યે છેયે." ત્યાં નાજાએ જેમ દોલી શેઠને ત્યાં 'પોતે વિધવાછે' વીગેરે જે હકીકત

કહી હતી તેથી લગાર ઉલટીજ બીના જણાવીને કહ્યું. "મારી માતા ગુજરી જવાથી હું આ પ્રમાણે નીરાધાર થઇ પડીછું. કાંકે અમારી સગાંઓ સાથે મારા સરતાજોને સારો સંબંધ હતોજ નહીં."

તેણીના આ અસરકારક બોલોથી સાપુરજીને ઘણુંજ લાગ્યું, અને તેણીની અંગ્રેજી ભાષાની સારી માહીતગારીથી ખુશી થઇ તેણીને લાયક નોકરી અપાવવાની આશા આપી.

આ વાત ચીત પૂરી થતાંજ શાપુરજી શેઠે પોતાના ધણીઆની તથા બેટા બેટીને બોલાવીને જરબાનુ (નાજાં) સાથે ઓળખાણ કરાવી. અને તેણી માટે ઊચુ મત જણાવી તેણીના સુખ સગવડ સારૂ સંભાલ રાખવાને તેઓને તાકીદ કીધી.

એવણના આવા ઊંચા મતથી નાજાં હવે ધીરજવાંન થઇ અને તે માટે ઘટતા સબ્દોમાં અભાર માની પોતા માટે તઇઆર કરાવામા આવેલા ઓરડામાં તેવણનાં ધણીઆની અને બેટી સાથે ગઈ; જ્યાં રસતાની થાકથી તેણી સુસ્ત બનેલી હોવાથી લગારે આશાએસે બેઠી.

જરબાનુંને હવે આરામમાં રેહેવા દેઈ આપણે શાપુરજી શેઠની વાંચનાર સાથે હવે ઓલખાણ કરાવીશું. પારસીઓમાં પૈસાવાળા તથા પરકોમોમાં પ્રખ્યાતી પામેલાં, કલકતા જેવા મોટા શેહેરના તેવણ એક શેહેરી હતા. કલકતામાં તેવણની મોટા પાયા પર મચેલી દુકાન હતી, જે દુકાનનો એટલાપરથીજ ખ્યાલ આપી શકાય કે તેની ઊપર દેખરેખ રાખવાને દજન એક જરતોસ્તીઓ સારા દરમાયાએ ગોઠવાયા હતા. શાપુરજીએ એ ધંધામાં મોટી દોલત એકઠી કીધી હતી. એવણના મરહુમ પીતા માણેકજી પારખ જોકે હાલતે તો બહુ ગરીબ હતા; પણ તેવણના આ ઉદયોગી સપુતે જાત-મેહેનત અને ચંચલાઈ સાથે ઉમંગથી તેવણની ગરીબાઈને ફેરવી નાંખી હતી, અને તેવણ જયારે જઇફીમાં સુખ ભોગવવા લાગા ત્યારે તે જાંણે તેમના સરજતમાં ઝાઝુ સરજયું ન હોય તેમ તેવણ દાદારની દરગાહે દોડી ગયા!

સાપુરજી સુરત શેહેરના રહીશ હતા પણ ધંધો તેવણને કલકતા તરફ ઘસડી લાવ્યો હતો; અને તેણેજ તેવણને તવંગર સુખી અને સોભા મોભાદાર પણ બનાવ્યા હતા.

પોતાની ભલી અને ભોલી મોહોરદાર સાથે બે બેટા અને એક બેટીથી સાપુરજીનું કુટુંબ બનેલું હતું. વડો બેટો ફીરોઝશા, નીઝામ હૈદ્રાબાદમાં જ્યારે મોટા પગારે સારા હોદ્દાનું માન પામતો હતો ત્યારે નાનો દુકતો માકુ લુચ્ચો અને કુછંદી નીવડી ગલીએ ગલી ભટકતો ફરી બાઈની ભલાઈ અને પીતાની પ્રખ્યાતીને એક અને એબ લગાડતો હતો.

શાપુરજી એકજ પુત્રી ધરાવતા હતા, જે બહુ ખુબસુરત ચંચળ નરમાસવાલી પીરોજા નામની વીષ વર્ષની કુવારીકા હતી

જરબાનું (નાજાં) આવી તેને બીજેજ દીવસથી શાપુરજીએ તેણી માટે લાયક ચાકરી સોધવાની તજવીજો સહરૂ કીધી, પણ ત્રણે નોકરીઓ આબરૂદાર ઈંગરેજોનેજ ત્યાં હતી. નાજાંએ જોકે ખુશી દેખાડી તોપણ 'બનતાં સુધી પારસીનેજ ત્યાં હોયતો વધારે સારૂં' એવી સાપુરજીની ખાસ સુચનાને તેણીએ'મી વાજબી ધારી માન આપ્યું.

સાપુરજીની દુકાનમાં દેશ પરદેશની કારીગરી અને ઊંચુ ઝવેરકામ બહુ વખણાતુ હતું. અને તે ખરીદવા માટે ત્યાંની ઇંગરેજ અને દેશી બાનુંઓની વિશેષ ધમાલ હમેશ રેહેતી. વળી "નામદાર વાઈસરાય અને ગવરનર જેનરલ"નો એ દુકાન તરતનોજ માન ભરયો આશરો પામી હતી. એટલે સાપુરજીએ વિચારજ કીધો હતો કે એક ઈંગરેજ ઓરતને બાનુંઓની સગવડ સોભા માટે દુકાનમાં નોકરી એ રાખવીજ જોઇએ.

આ તેવણનો એક વિચાર હતો કે જેને એક ઠરાવ તરીકે ગણવાને હવે તેવણે હીલચાલ કીધી, અને તેવણે ઓસકાઇને પણ સભ્યતાથી તે બાબે જરબાનુંની મરજી પેહેલાં જાણવા ચાહી.

"આબરૂ અંદાજાભરી કોઈબી ફરજ બજાવામાં હું માન સમજુંછું" નાજાંએ ખોલ્લું કહ્યું "અને હું ખાતરી આપું છું કે મારેથી બનતી સેવા બજાવતાં હું તમને જરાબી દલગીર થવાને કશાંપણ કારણ આપીશ નહીં."

આવા એક પ્રગટ જવાબથી શાપુરજીએ ભારે હરખ સાથે તેણીને તે કામ સોંપ્યું.

પોતાને આવી સેહેલી રીતે મલી ગયેલી નોકરી માટે તેણીએ કીરતારના સુક્ર ગુજારી પોતાના અખત્યારમાં સોંપેલું કામ

ખંતી અને સાંતીથી બજાવા ઉપર દીલ લગાડયું. દુકાનના દરેક માણસો તેણીની સભ્યતાથી ખુશખુશ થતાં અને ચંચલાઈ માટે તારીફ કરવા લાગયો.

તેણીને જે કામપર સરદારી કરવી હતી તે એજ કે દુકાનમાં જેબી બાનું ગ્રાહક આવે તેમે જોઈતા માલની સમજણ આપવી તથા ખરીદ કરે તે માલ માણસો પાસે પોંહચતો કરાવવો. વલી તીજોરીની ચાવી તેણીની પાસે આખો દીવસ રેહેતી હતી. જોકે હીસાબ વિગેરે બીજા માણસો કરતા હતાં તોપણ તે રોજ તપાસી તે ઊપર પોતાની સહી કરતી હતી. તેણી પોતે પણ આલસું બેસી રેહેતી હતી નહી, પણ પોતાનું કામ આટોપી બીજા કામોમાં પડતી; જેમ થવાથી થોડીજ મુદતમાં તેણીએ જેમ શેઠનો તેમજ સર્વે કામદારોનો ચાહ મેલવ્યો. વળી તેણીની નમનતાઈ અને અદબ અંદાજાથી ઘણા માનવંત બાનું ગ્રાહકો બીજે ઠેકાણે નહીં જતાં ત્યાંજ આવવા લાગાં; એથી શાપુરજીની ખાતરી થઇકે એ સર્વે તેણીના પગલાં અને સાલેસાઈનાં પ્રતાપ હતા.

પોતાની ફરજથી ફારેગ થયા પછી તેણી પોતાની ફુરસદને અમસ્થી વેહેતી મુકતી ન હતી પણ સાપુરજીની એક પુરી રાંક બેટી પીરોજાને તેણીએ અંગ્રેજી અભીયાષ કરાવા માંડયો, અને મધરાસ મધે દોલી શેઠની દીકરીઓને આપેલી તરબીઅત જેવી ઊંચી કીસમની કેલવણી તેણીને આપવા માંડી. તેણીના આ નવા ઊમંગથી શાપુરજી અને તેવણના ધણી ધણા ખુશખુશ થઈ ગયાં અને દીવસ જતે તેણી ઉપર વધુને વધુ પ્યાર રાખવા લાગ્યાં.

પીરોજા પોતે ચંચલ હતી તેથીજ નાજાંને વધુ ઉત્તેજણ મલ્યું, અને તેણી પોતાનો અભિયાષ વધારી શકી હતી. આ પ્રમાણે જાયરે પીરોજાએ અભિયાષ પાછલ ધ્યાન રોકયું ત્યારે નાજાંએ દુકાનના કારોબારમાં વધારો સુધારો કરવા પાછલ તંને મન પટકયું. જે કંઈક અણુઘટતા મોટા પણ ખોટા ખરચો હતા તે ઊપર તેણીએ કાપ મેલવા માંડયા અને તેણીની આવી કારકીરદી જયારે શાપુરજીએ જાણી તથા જોઈ ત્યારે તેઓએ બહુજ મગન થઈ પોતાના ધણીયાણીને કહ્યુંકે "આ બાઇ બહુ ચંચલ

અને સારા પંગતિની છે. આપણી આવકમાં એણીએ અતિશય વધારો કર્યો છે અને એ કોઈ નેકબખ્તનું ખરેજ નેક ફરજંદ છે. ખચિત આપણે સાવકના બહુ ઉપકારી છૈયેં, અને હું કાલે તે બાબે એને એક કાગલ લખીશ."

નાજાંને દુકાનમાં નોકરીએ રાખવાની મારી રચના કોઈ નવા જુના વિચારના વાંચકને વિચીત્ર લાગે તો તેમનાં તે મત તેમને મુબારક હોજો પરંતુ ઈનસાફ ખાતેર જણાવવું જોઈએ કે આજના સુધરેલા જમાનામાં જે જે અસલી ચીલ, કઢંગા રેવાજ અને જુઠ્ઠા વ્હેમો દુર થતા જઈ જે જે સંગીન સુધારાઓ ચઢતી પંકતીએ ચઢતા જાય છે તેમાનો આ એક છે. અને જે એક છે તે નેક છે. પારસી બાનુંઓ મહરથો માફક ઈંગ્રેજી અને બીજી બીકટ ભાષા સાથે વૈદ જેવા બારીક ધંધામાં પ્રસિદ્ધતા પામવા લાગી છે તે જયારે તેમના બાબમાં ખચિતજ માનભર્યુ છે, ત્યારે આપણે ઈચ્છીશુ કે દરેક અભણ બેહેણીઓ પોતાની શક્તીનું પ્રમાણ તપાસી જરૂરજોગી કેલવણી હાંસેલ કરે! જે સુધારા ખરે સંગીન સુધારા છે તે એમાંજ સમાયલા છે, સંગ્રાયલા છે, અને સચવાયલા છે એટલુંજ નહીં પણ એકમતે અને એકઅવાજે તે પીછાણાયલાં છે, મનાયલા છે અને વખણાયલા છે.



## પ્રકરણ ૩૦ મું.

## ઊપકાર કે અપકાર.

એ ઊંધા જમાનાની એવી છે ચાલ;<br>
ભલું જે કરે તેનીજ કાઢે તે ખાલ.<br>
ઉપકારનો બદલો તે વાળે અપકાર;<br>
બચાવનારનેજ મારેછે ઉલટો તે માર.

સાપુરજીના જે બીજા છોકરાનું નામ માકુ હતું તેની ઉમ્મર જોકે માત્ર ૨૩ વર્ષની હતી તોપણ તેટલી નાહની વયમાં તે કુછંદી, લુચ્ચો અને વેગરેટ જેવો નીવડયો હતો. સાપુરજી સર્વ રીતે સુખી અને સંતોષી હતા, પણ તેવણને આ નાહના નંગનો બેહદ બલાપે હતો. તેવણે તેને સુધારવાને બહુ મેહેનત કીધી પણ કશી કારગત લાગી નહી. અંતે કંટાલી એવા એક એબીયલ દુકતાને પોતાના અમુલ્ય આસરો આપનારા શીરછત્રથી તેવણે અલગો કીધો.

કાઢી મેલ્યા પછી આએ પોરિયો માકુ પોતાના બાપના નામને વધારે એબ લગાડવાને તેવણુની નજદીકમાંજ ઘણી શરમભરી સ્થીતીમાં વસવા લાગો, અને દીનપરદીન બહુજ બગડતો ચાલ્યો. જેવો તે વિચીત્ર દેખાવનો હતો તેવું વિચીત્ર તેનું ભેજું પણ હતું; એટલે જે કંઇ થોડા ઘણા ચીચોડા એકઠા કર્યા હશે તેપર તે આજને કાલ કુદી રેહેલો હતો અને તેનો નીભાવ પણ તેપરજ આવી અટકયો હતો.

આ નેકનામ નંગની આવી તોફા લાયકાતથી નાજાંતો તદન અંજાણ હતી. પણ જ્યારે સાપુરજીને ત્યાં તેણી નવી જુની થઇ ગઈ ત્યારેજ તેણીએ તો આ માકુ માટે સઘલું સાભલ્યું.

એક આબરૂદાર શેહેરી શેઠયા તરીકે માન પામતા મોભાદાર ગ્રહસ્થનો બેટો એવી હલકી અને હીનપસતીભરી ચાલ ચલાવે તેથી તેણી બહુજ કમકમી અને કોઇપણ રીતે તેને પાછો સુધારવાને કંઇક લાયક ઉપાયો સોધવા લાગી.

પણ માનવી ચાહેય શું, અને તકદીરતાર કરેય શું!

બીજેજ દીવસે એકાએક માકુનું ઘણુંજ મીનતજારીભર્યું એક કાગલ સાપુરજી ઉપર આવ્યું જેમાં તેણે એવું પસતાવો કરી લખ્યું હતું કે તે પોતાની બદચાલથી આજે એટલો તો દુઃખી અને દલીદરી હાલતમાં પસતાવો કરતો પડયો છે, કે જેબી ઘડી જાય તેમાં તે પોતાનાં પીતાનો પછો આસરો, કંઈ નહીં તો ટટકો રોટલી અને આસરાની ઓટલી, માંગવાનેતે અધીરો અને ઈન્તેજાર થઇ પડયોછે.

'કર અને જો તે તો ત્યાંનું ત્યાંજ છે' સાપુરજી કાગજ વાંચતાંજ છછણી પડયા. 'તું મરે તો બી તારા જેવા નાલાયક બેટાનું મોંહ જોવું ના રવા છે, તો તુંને ઘરમાં તે કેમ બોલાઉ."

પણ નાજાંનો જાણમાં જયારે આ વાત આવી ત્યારે તેણીએ સાપુરજીને કાઇબી તદબીરે સમજાવાને હાંમ બીડી.

"કોઈબી પ્રકારે તમારે પાછો તેને આસરામાં લેવોજ જોઈએ અને તેમાંજ સોભા અને સારૂં છે" નાજાંએ સાપુરજીને તેવણુના ધણીઆણી સનમુખ એકાંતમાં સમજાવ્યા "કારણકે એક માનવંત ગ્રહસ્થનો બેટો એવી સરમભરી રીતે સબડે અને રસ્તે રસ્તે રખડે એ તેના પ્રસિધ્ધ પીતાને કંઈ થોડું નીચું જોવાડનારી વાત નથી?"

આપણે જેમ બનેતેમ આપની વાર્તાને ટુકી કરવા સારૂ ટુકમા એજ કહીશું કે આ પ્રમાણેના ઓછા વધતા દબાણથી નાજાં અંતે સાપુરજીનું મન પીગલાવી શકી અને પોતે બજાવેલી સેવાઓના બદલામાં એટલો પોતાનો સખુન રાખી આભાર કરવાને તેણીએ માંગી લીધાથી, તેમજ ભારે હુજત અને સમજાવતથી અંજામ એ

આવ્યો કે અને તેવણે તે પોરીયાને પોતાને ખંગલે બોલાવીને પોતાના કરડા દાબ હેઠલ રાખ્યો.

દીવસો પાણીના રેલા માફક પસાર થવા લાગા, અને તે અરસામાં માકુની સુધરેલી ચાલે ખચિત સઘલાનું ધ્યાન ખેંચ્યું.

* * * * * * * * * * *

એક સહવારે કલકતાથી ૧૨ માઇલ પર આવેલા 'સોના-રપુર શેહેર' તરફ એક દેશી રાણીએ લીધેલા ઉતારામાં તેણીને જોઈતા ચોકસ હીરાઓ લઇને તુરત આવવા માટે શાપુરજી શેઠપર એક એક તાર આવ્યો; પણ કમનશીબે તેવણ તાવથી એ વખતે સખત બીમાર હોવાથી અને ખાસ રાણી પાસે જવું હોવાથી તેવણે નાજાંને પોતાના પેલા સુધરેલા બેટા સાથે એટલી નજદીકની મુસાફરીએ મોકલવાની મરજી દેખાડી.

માકુને નાજાએ બહુજ સુધારી દીધો હતો અને તે એટલે હદ સુધી સુધરી ગયો હતો કે નાજાંએ તેનાપર કીધેલા ઉપકારના હેશાનમાં તે તેણીનો એકપણ બોલ પાછો ફેરવતો ન હતો. નાજાં સાથે જવાની તેના પીતાની ફરમાસથી તે ખુબ ખુશી થયો—ખુદા જાણે કે શા કાજે મઘન થયો હતો; પણ સર્વ એટલુ તો સારી રીતે જાણતા હતા કે તે નાજાં સાથે હમેસ તે અદબ અંદાજે અને માન મલાજાથી રેહેતો હતો.

સવારે તાર મલતાંજ નાજાં કીમતી હીરાઓનું એક પડીક પોતાના સવાધીનમાં લઈને અને બપોરે ૧૦ વાગે માકુ સાથે ઊપડી ગઈ.

મુસાફરી માત્ર થોડા વખતનીજ હતી તોપણ થોડોક સ્વાદિષ્ટ સુકો ખોરાક તેઓએ પોતા સાથે રાખ્યો હતો.

ટુંકમાં આપણે કહીસું કે તેઓ થોડી વારમાં સોનારપુર સ્ટેસન પર ઉતર્યા; જયાં "વેટીંગ રૂમમાંજ" બીછાણાનું પેકેટ મેલી નાજાં ઝટ માકુ સાથે તે રાણીના ઊતારા તરફ ગઇ.

તેણીને ત્યાં સારીરીતે આવકાર આપવામાં આવ્યો અને અત્તર છાંટી સારા મીસતાનનો મખવાશ કરાવી; રાણી સાહેબે પોતે ખરીદેલા હીરા માટે વિસ હજારની નોટો આપી પોતાના માણસો અને ગાડી સાથે તેમને વિદાય કર્યા.

સ્ટેસનપર પાછા ફરતાં તેઓને છેક રાત થઇ હતી, પણ ગાડીમાં પાછા ફરતી વેળાએ માકુ ઘણોજ ઉદાશ જણાયો. અનેક વાર તેણીએ તેને તેમ રેહેવાનું કારણ પુછયું પણ 'કંઇ નહીં'ના સાદા હાજર જવાબથીજ તે તેણીને ઉડાવતો રહ્યો. નાજાં તેની દેખીતી ગંભીરાઇથી અને પોતાની પાસેના જોખમ પારકા સાથે ભારી-જોખમથી લગાર ફીકરમંદ થઇ, પણ બ્હારના દેખાવની તેણીની હીમ્મત એવી તો આફ્રીનદાયક હતી કે તે ગમે તેવા

મુસાફોને પણ બીહીવડાવાને બસ ગણાય.

હથીયારબંધ સવારો-રાણીએ સલામતી માટે સાથે મોકલેલા સવારો--સાથે નાજાં અને માકુ સ્ટેસનપર અનામત સાથે સલામત આવી પોહતાં.

નાજાંએ માકુ સાથે ખાણું લીધું જે તેણે બરોબર ખાધુંજ નહીં. તેની લદણ અને લચ્છણના આવા ફેરફાર માટે નાજાંએ મનમાં કંઈ કસુરાખ્યું નહી કાં કે "જીવને ઝાઝું ગમતું ન મનમાં હશે" એવાજ વિચારથી તેણીએતો માકુને તેને માર્ગે રેહેવા દઈ પોતે કોચપર આરામ લીધો.

ગાડી રાત્રે બાર વાગે ઉપડતી હતી તેથી માકુને સાવધ રેહેવાને ચેતવણી આપી નાજાં થાકેલી હોવાથી વાત કરતાં કરતાં ઉંઘમાં પડી ગઈ અને અંધારી રાત હવે વધુ અને વધુ કાલાસ પકડતી પ્રસાર થવા લાગી.

લગભગ પોણાબારે માકુ ઝુકતી આંખે જાગરૂત થયો. તે ઉઠયો અને પોતાના મોંહ આગલ ઓઢવાને માટે મેલેલા ફાનુસ આગલ જઈ પોતાનું ઘડીયાલ જોઈને પાછું ખીસામાં મુકતો નાજાંના કોચ આગલ ધીમે પગલે સર્યો અને વાંકો વળી જોયચ તો તે નિરદોષ નાર પોતાના નોટવાલા બાંધેલા ગજવા પર હાથ નાંખીને ભર ઉંઘમાં ભરભુંગ પડેલી હતી.

આ સાંત સમેની તેણીની સુંદરતાથી માકુનું મગજ ચકભમ થઈ ફરવા લાગ્યું.

"આવી એક નાબારસ નાજનીન કુમારી જીંદગીનું દુઃખ ભોગવે એ કેટલું અફસોસકારક છે" એવા વીચારના વમલમાં વીટલાતો તે ઝટ ઓરડાની બાહેર નીકલી ટીકીટ ઓફીસમાં દોડ્યો જોકે વાંચનારને અતરે જણાવવું કોઈએક તેઓ બન્નેની ટીકીટતો રીઝર્વ હતી.

માકુ ગયો ત્યારે ટીકીટ ઓફીસ તો કલકતા નહીં પણ કેટી જા જનારા ઉતારૂઓ માટે ખુલ્લી હતી જયાં તેણે જટને કેનીંગની બે ટીકીટો ઝડપમાં માંગી લીધી.

ગાડી બે મીનીટમાં આવી લાગી અને ઉતારૂઓ પોતાનો સામાન તપાસી તેમાં બેસવાને તૈયાર થયાં.

"અરે ચાલો ઉઠો જરબાનું" માકુ જાણે તુરતજ જાગી ઉઠયો હોય તેમ ચોંકેલે ચેહેરે બોલ્યો. "ટ્રેનતો આવી ઉભીચ ને એક મીનીટમાં ઉપડી જશે માટે એકદમ ઝડપ કરો"

નાજાં ચમકી ઉઠી અને ઝડપમાં માકુ સાથે દરવાજો ઉઘાડી બેસી ગઈ. એકજ મીનીટમાં, સીપાઈના અવાજથી ઉપ

ડવાની આગાહી આપી, તે ટ્રેન સખત ઠંડીમાં ઠંઠરતાં શેંકડો મુસાફરો સાથે ઉપડી ગઈ.

આ મુજી માકુએ અંતે તેણીને ઠગી ખરી!

## પ્રકરણ ૩૧ મું.

## "ચંપાહાટી એક મીનીટ."

જયાં જાઉં ત્યાં આગલનું આગલ કરમ;
ડગ આગલ પણ પાછલ ન થાશે તે કમ.

દોહરા

"હોય કરમમાં જે સરજ્યું, નિસચય જાણ તે થાય
લખ્યા કરમમાં કોડીયા, કાશી કયાંથી જાય!
હરિસચંદર, અયુધ્યાપતિ, નિષધ દેશ નળરાજ;
કરમ થકી દુઃખ્યાં થયાં, તે સઉ જાણે આજ.
અણકલપિત ગતી કરમની, કલી કદી નવ જાય;
ક્ષણભરમાં બાળી દીએ, મન ચાહ્યું નવ થાય."

ગાડી ઉપડતાંજ ઠંડી લગવાનું બાહાણું કાઢી માકુએ ગાડીનાં વિનીશનો બંધ કરી દીધાં. આખા વર્ગમાં તેઓ બે શીવાય બીજા કોઈ ઉતારૂ ન હતાં. જેથી નાજાંએ પોતાનું બીછાણું ઉખેડી તે ઓઢીને પાછો આરામ લીધો; પણ માકુ તો ધડકતી છાતીએ તેણીને જોતાજ બેસી રહયો

"ઠંડીનો વખત છે માટે ઓઢીને આરામ કરો તો ઠીક" નાજાએ માકુને કહ્યું. "તમારી તબીયત ઠીક નથી તેથી હું કહુંચ તે માનો."

પણ નહીં, બસ તેણે નાંનોજ જવાબ આપ્યો અને તે વિચારમાંજ જાગતો બેસી રહયો.

"કોઈ ચંપાહાટી હયે," "ચંપાહાટી એક મીનીટ" એવા અચબુચ અવાજથી નાજાં એકદમ ચમકી ઊઠી.

• તેણી સજાગુત હતી, પણ ગાડી ઉપડયા પછી બીજા સ્ટેસનનું નામ "ગારીયા"ને બદલે જયારે તેણીએ પોર્ટરને "ચંપાહાટી" નામ પોકારતાં સાંભલ્યો ત્યારે એકદમ ચેકી ઉઠી!

કલકતાથી જયારે દીવસને વખતે તેણી "સોનારપુર" આવવાને ઉપડી ત્યારે તેણીએ બાલીગંજ, ધાકરીઆ, જાડબપુર અને ગારીયા એટલાંજ સ્ટેસનોનાં નામ સાંભલ્યાં હતાં પણ આ ચંપાહાટી જેવું નામતો સાંભલ્યુંજ ન હતું

હવે આપણે અતરે અટકી વાંચનારને એ સ્ટેસનોનો કંઇક ખ્યાલ આપીશું તો ઠીક

શોનારપુર, કે જયાં નાજાને ખાસ કામસર આવવું પડ્યું તે સ્ટેસન, કલકતાથી માત્ર બાર માઈલ પર હતું. પણ એજ સોનારપુર સ્ટેસન તો તે 'જંકસન સ્ટેસન' હતું કે જયાંથી બીજે રસ્તે

કેનીંગ સુધી જવાતું હતું. એ કેનીંગ આ સોનારપુરથી ફકત ૧૮ માઇલની બ્રાન્ચ લાઇન હતી, કે જ્યાં પેલો મુજી માકુ નાજાંને ઠગીને તે તરફ બેસાડી લેઈ જતો હતો.

પોર્ટરે 'ચંપાહાટી' પોકારતાંજ નાજાં તો ચેતી ગઇ કે "બે શરમ માકુની એ સર્વે લુચ્છાઈ છે. આજે આખો વખત તે જે વિચારમાં ગરક હતો તે મને ઠગવા માટેનોજ હોવો જોઈએ.

પણ શું માકું તેની એ ધીક્કારવા જોગ યુકતીમાં ફાવશે કે? નહીં, એક ઘડીભી નહીં!

નાજાં હજુર તો કંઇ વિચાર કરે તેટલાંજ ગાડી ઉપડી! તેણીએ પોતાની તરફના સર્વે વિનીશનો એકદમ જુસ્સાભર ઉઘાડી નાંખ્યાં.

"માકું, એ આએ તેં શું કેહેવાય" તેણીએ ઘણીજ ખીજવાઈ જઈને ગુસ્સાભર કહ્યું. "તેં મને દગા અને ઠગાથી આએ જુદીજ ગાડીમાં બેસાડી દીધી છે તો એકદમ બોલી દે કે એમ કરવામાં તારી કેઈ મુજી મતલબ છે?"

માકું લુચ્છો અને નાલાયક હતો તે છતાં નાજાંનો આ તોર--જોરભર્યા ધિક્કાર જોઈ તે ધ્રુજવા જેવો થઈ ગયો--ગોવા નાજાંના પેહેલાંજ પોકારે તેની ખાતરી થઇ ગઈ કે નાજાંને તેણીની જીંદગી કરતાં તેણીની દામાન વધારે વ્હાલી અને કીમતી છે."

"જ--જ--ન શ" માકુએ ઘભરાટથી કહ્યું "હું કબુલ કરૂંચ કે તુંને મેં દગાથી કેનીંગ જતી ગાડીમાં બેસાડીચ, પણ તેમ કરવામાં મારી મતલબ તારા પૈસા લુટવાની છેજ નહી. બસ તારો મોહન મુખડો મારી ચસમોમાં ચકચકી રહયો છે, અને તેજ પ્યારનાં જોરે હું તુંને જુદીજગે લઇ જાઉછું. જર, મારી જર, હું હવેતો સુધરી ગયોછું, માટે મને તારા હાથમાં લઈ પુરેપુરો સુધારીને તારા સુખથી સુખી કર"

"માણેકજી" નાજાં વધારે ચીરડાઇ ગઇ. "મારી સાથે સભ્ય સખુનોથીજ વરતજો યાને અનિતીમાન અને અપમાનભર્યા અપશબ્દો આચરવાથી તમારી ઝેરી જબાનને જાલવજો, કાંકે મારા જર અને જાન કરતાં મને મારા માન અને મગરૂરી લાખો દરજ્જે વધુ વ્હાલાં છે અને એ ઝેલાંને સાચવતાં ને સંભાલતાં જો મને પેહેલાંનો ભોગ આપવો પડે તો હું તેને માટે પોતાને ગમે તેવાભી જોખમે તૈયાર જોઈશ. તમારી કંઇ મીથ્યા મતલબનો ખુલાશો મને કલકતે પુછતે તો શું ત્યાં હું નહીં કેહેતે કે નીચ દગાથી પાપી મકસદ માટે તમે મને ત્યાં સુધી લાવીને ફાંદાથી ફસાવી?"

"મારા જરાવ! તારૂં કેહવું ખરૂં છે" માકુ કાકલુદી કરતો

કેહવા લાગો. "તુંને અતરે લાવવાનો મારો હેતુ એજ છે કે મારો એ વિચાર અતરે જણાવી જો એકદરાવથી ઘરે જઈએ તો પછી બાવા વધુ કંઈબી બોલી શકશેજ નહીં"

"માણેકજી એ શું બકોચ?" નાજાં તેનું એઅકલી બોલવું સાંભલી વધુ તપી ગઇ "યાદ રાખજો કે જીવમાં જીવ છે ત્યાં સુધી તો મારી દામાણને કોઇ ગમે તેવોબી હલકો મુજી દાધ લગાડી શકશેજ નહીં. મને રંજદા કરી તમો કદીબી ફાવશો નહીં અને હું તમને કદીબી ફાવવા દેનાર નથી. તમારા વિચારો શેખચલ્લી જેવાછે અને તેથીજ તે બેહાઈથી બાકાત નથી."

એ લુચ્ચા માકુએ તેણીને હાથ કરવા સારૂં આ એક ઘણીજ સારી તક હાથ કીધી હતી. નાજાં ગાડીમાં બેડી ત્યારે અંધારૂં અને તે સાથે તુરતનીજ ઉઠેલી હોવાથી તેણીને ઉતાવલમાં કસુ ભાણ રહ્યું નહીં, અને તેટલાંજ માટે આ ફંદાગાજના ફાસાંમાં તેણી સપડાંઈ અને રીકડાઈ ગઇ.

કલકતેથી માકુ ઉપડયો ત્યારથીજ તેણે વિચાર કીધો હતે કે જો પાછો ફરતી વેળા રાતની ગાડી હાથ કરી નાજાંને ત્યાંથી કોઇબી ઠેકાણે લઈ જઈશ તો હું તેણીને હાથ કરવામાં ફાવી શકીશઃ ખરો. અને એવાજ ખ્યાલથી તે તેણીને દગાથી કેનાંગ તરફ ઘસડી જતો હતો.

નાજાંએ તેની માંગણી સખત તીરસકાર સાથે ધીકકારી કાઢી. અને જો જરાબી ઝાઝુ કરશે તો પોતાને દગાથી અતરે લઈ આવવાનો વાંક જાહેર કરીને તેને બીજાજ સ્ટેસનપર પકડાવવાનો પકકો ઠરાવ જણાવ્યો અને તેની આવી નીચ નેમ અને લુચ્છાઇ માટે તેણીએ વધુ સખત સબ્દોમાં પોતાનો ગુસ્સો દેખાડયો.

માકુ જોકે તપી ગએલી નાજાંની આ સઘલી ભારે ધમકીઓથી ગાભરો પડયો ખરો તોપણ તેના દીલમાં તો તેણી માટેનાંજ ખ્યાલે મજબુત અસર કરેલી હોવાથી પેહેલાં તો તેણે તેણીના બોલવાની દરકારજ નહીં કીધી અને ખુલ્લી બેહાઈથી તે બોલ્યો કે "કોઇબી રીતે તમે તે કરી તારા પાસે શેહાદોનું સતાવાર વચન લીધા વગર હું તુંને ઘરે લઈ જનાર નથી."

માકુંનો આ વાકય પુરો થવા સાથેજ ટ્રેન પણ એકાએક ઉભી રહી ગઈ, અને નાજાં હવે એમજ સમજી કે બીજું કોઈ સ્ટેસન આવ્યું. પણ નહીં, તેણીના કમનસીબે તેમ થયુંજ નહીં. ગાડીતો એનજીનમાં કંઈક કામ નીકલ્યા થી એવી રીતે રસતા વચ્ચે ઉભી રહી ગઈ.

બીજું સ્ટેસન આવતાંજ સતાવાલાો સવાધીન કરી તેને સપડાવાનો શેહેલો ઉપાય જોકે નાજાંના હાથમાં હતો, પણ તેમ કરવાં

તેણીને તદન પારકા મુલકમાં હેરાન થવું પડે અને ખટપટ વધી પડે એટલાંજ માટે તેના ઉપલા બોલોપર તેણીએ અંતે ગંભીર ઘોર કર્યો.

તેણીએ વિચાર્યું કે તે ગમે તેવો છે પણ મરદ છે, અને તેણી ગમે એવી હીમ્મતવાન અને હુશીયાર છે તોપણ એક નાજુક નાર છે, માટે હાલ તુરતતો નરમાસ ધારણ કરી તેને પટાવી લેવાનો તેણીએ ઠરાવ કર્યો.

"વારૂ ઠીક છે, ત્યારે" નાઝાંએ નરમાસથી કહ્યું. "જો તમારૂં એવુંજ દીલ અને મન છે તો હું એકજ સરતે અમલ કરી શકું અને તે એ કે તમારે સાપુરજી શેઠને સમજાવી પટાવી તેવણની એ બાએ પરવાનગી લઈ લેવી અને જો મારી મરજી પુછવામાં આવશે તો હું મારો વિચાર જણાવીશ. હું માનુંચ, માણેકજી, કે પેહલીજ સહરૂઆતમાંજ મારો સખુન પાછો ફેરવી તમે મને નીરાશ કરશો નહીં.

આ સમજાવત કંઈ લુચ્ચાના સરદાર માકુંના ધ્યાનમા ઊતરી નહીં. તેણે તેમ કરવાને સાફ ના કહ્યું; પણ જયારે નાઝાંએ મીઠા બોલોમાં તને મોટી મોટી લાલચો આપી માયા મેહેરબાનીમાં બાંધી લીધો ત્યારે અંતે આ પકકો પાજી પણ પીગલાઇને આખરે કબુલ થયો.

અંતે એક અવાજે તેઓએ કેનીંગ જઈને એજ ગાડીમાં પાછા શોનારપુર જવાનું નકકી કર્યું કે જયાંથી તેઓ જલદી કલકતે પાછા જઈ પુગે.



## પ્રકરણ ૩૨ મું.

## કલકતેથી કુચ!

એ પ્યાર! જયાં હોય ત્યાં તારૂંજ કદમ,
આવેચ દીન ઉગે નવા સંકટ બહુમ.
જયાં હોય ત્યાં દીસંછે તારીજ અસર,
એકે મુરાદ મારી આવી નહી બર.

"કેમ સાહેબ, સ્ટેસન માસતર' માકુંએ કેનીંગ સ્ટેસનપર ઊતરતાંજ ત્યાંના સ્ટેસન માસતરને પુછયું, "આ અમે આવ્યા એ ગાડી અંતરેથી પાછી શોનારપુર કયારે જશે."

"એ ગાડી તો સાંઝજના પાંચવાગે ઊપડશે" સ્ટેસન માસતરે માકુને જવાબ આપ્યો.

થોડોકવાર આસાએસ લીધા પછી નાજાંએ એ સાંહજની ગાડીમાં જવાનું હોવાથી આખા દીવસના ખાણાની તજવીજ માટે પોતે હાકેલી હેવાથી એકલા માકુને શેહેરમાં મોકલ્યો.

નાજાં અંતે તેણીજ થશે એવા હલકા વિચારનાં આંધલાં હરખમાં તે એટલોતો ગાંડો ને ગરક થઈ ગયો હતો કે તે-ણીનો પડતો બોલ ઊંચકી લઇ તેણી ઉપર જાનફેસાની કરવાને પણ અટકે નહીં. નાજાંએ ખાણા માટે કેહતાંજ તે તેણીને એકલી મુકી—સ્ટેસન માસતરને તેણીની બરદાસ્ત લેવા જણાવી-થોડાજ વારમાં પાછો ફરવાની તેણીને ધીરજ આપી તે શેહેરમાં ગયો.

નાજાં માકુંના જવા પછી ઘણાજ ગંભીર અને વિચારવંત ચેહેરે પ્લેટફારમપર વિચાર કરવા લાગી કે "મારૂં પણ શું નસીબ છે.કે મારી મનની મુરાદો તો મનમાંજ રહી ગઈછે, પણ નહીં ધારેલી પીડાઓ અને આફતો એક પછે એક મારા સર નહી ખમાય એવા ભારી બોજામાં ભમ્યા કરેછે. મધરાસથી નાદીર અને લિકાજીની બદ દયાનતથી કંટાલીને અંહી આવી તો ત્યાં પણ માકુની પાપી નજરોએ વલી નાસવાની ફરજ પાડીછે. મારા એક ખરા લાયક ઉમેદવાર શાવકને હાથ કરવાની ઉમેદના ઝાડને હજુરતો ફળ લાગ્યા નથી તેટલામાંજ ભલતાં જવાનો મારી ઉપર મધમાખ પેઠે ભમી રહ્યાં છે. પણ અફશોશ ! એ ઉમેદવારીઓ મને કોઇ દાહાડે ભારે ખતા, ખરાબી અને સીતમમાં શબડાવશે, માટે કોઇબી તદબીરે આ નવા સંકડામણમાંથી અને આ બેશરમ બેમુરવત માકુના છટકામાંથી મારે છટકવુંજ જોઈએ. પણ આ વખત હું ગાભરી પડી ગઇ છું મને કશું સુઝ પડતું નથી કે કીયો ઉપાય હાથ કરૂં" આવા ગભરાટભર્યા વિચારમાં ફરતાં સ્ટેસન માસતર સામેથી દેખાતાંજ તેણીએ બીજી કોઇ ગાડી જલદી મલી શકસે કે નહીં તેના તેહેકીક કરવાની કોશેશ કીધી.

"એમ કેમ સ્ટેસન માસતર" નાંજાંએ સ્ટેસન માસતરને સભ્યતાથી પુછ્યું "અહીંથી આખા દીવસમાં પેહેલી ગાડી છેક શાંહજેજ કાંય ઊપડેચ."

"નહીં બાઇ સાહેબ" સ્ટેસન માસતરે ખુલાસો કીધો. "હમણા અરધા કલાકમાં અતરેથી પેહેલી ગાડી ઉપડશે. પણ તમે આવ્યાં તે ગાડી માટે મનેતો પુછવામાં આવ્યું તેથી તે ગાડી તો સાંઝેજ જશે એમ મેં કહ્યું."

નાજાંને પોતાના ગભરાયલા જીવને સાંત કરવાને સ્ટેસન માસતરના આવા ખુશાલીભર્યા ખુલાશથી એક જરૂરીયાત જોગવાઈ જણાઈ.

નાજાં મનમાં દુવા ચાહવા લાગી કે ગાડી ઉપડે તેની અગાઉ માકુ આવી નહી પુગે તો ઠીક કે જેથી આ પેહેલી ગાડીમાં પાછું શોનારપુર ઉપડી જવાને બની આવે.

તેણીની એ મુરાદ આખરે પાર પડી ખરી. ગાડી ઉપડયાને અડધીજ મીનીટ બાકી છતાં માકું આવ્યો નહી, જેથી તેણી ઝટ શોનારપુરની ટીકીટ લઈ પોતાના સરંજામ સાથે ગાડીમાં બેઠી જેણીનાં બેસતાંજ તે ટ્રેન નાજાંનાં સધીયારો અને સંતોષ વધ્યે ઉપડી ગઈ.

સોનારપુર જઈ તેણી પાછી ત્યાંથી કલકતા જવાને ઉપડતી ગાડીમાં બેઠી અને ૧॥)કલાકમાં તેણી પોતાના શેઠને બંગલે એકલી અતુલી પણ અંતે શોભા શાથે સલામત જઈ પોંહચી.

આપણે લંબાણ પટપટારો નહીં કરતાં ટુંકમાંજ કહીશું કે નાજાંએ પોતાપર વિટેલી આફતથી તેઓને વાકેફ કીધા; જે સાંભલતાંજ સાપુરજી શેઠે પોતાનો ગુસ્સો તે લુચ્છા પોરીયા માટે દેખાયા પછી નાજાંને થયલા અપમાન માટે માફી ચાહતાં તે જાલેમના હાથમાંથી બચી આવવાની તેણીની હીમ્મત અને હીકમત ઉપર આફરીન કરી તેણીને કાંઈક ધીરજભર્યા દીલાશા દીધા.

"તમો મારી પાસે માફ શા શારૂ માંગોછો" નાજાંએ પોતાનાં ભલાં શેઠ શેઠાણીને કહ્યું "તે લુચ્છા પોરીયાએ મને ફસાવી પરખડાવી મારી તે માટે મારો જરાબી ખોફ તમોપર નથી. હું શુક્ર કરૂંચ કે તેની દગલબાજ યુકતીમાંથી હું તે કીરતારની કૃપાથી ઘણી આશાનીથી બચી શકી છું, જોકે તેમ કરતાં-ગમે તેવા પણ તમારા તે દીકરાને હું પાછલ નાંખી આવીછું કે જેને મારા કરેલા નજીવા ઉપકારનો બદલો આખરે આવા હલકા અપકારથી વાલ્યો છે."

"દીકરી જરા, તે દીકરો નહીં પણ દુષગન છે" સાકરબાઈએ ચીરડાઈને કહ્યું. "અમારા બુઢાપામાં તેણે અમારી આબરૂને હલકું લગાડયું છે, એટલે એવા દુકતાઓ સદાના દુરજ રેહેલા હું ભલા સમજુછું. તારી સમજાવતથી અમે એને ઘેરમાં લીધો, નહીં તો એના બાપ તો બાર વરસેથી એ એબીઅલનું નામ નહીં સાંભલતે:-

"અરે તેબી કેવો એબીઅલ" સાપુરજીએ વચમાં વધાર્યું "જે બાઈએ એનીપર આવું મોહું હેશાન કીધું તેનો બદલો એ બદખસલતના મુજીએ કેવો એબ લગાડનારો આપ્યો અરે! એ જો હવે મારા સપાટામાં સબડાએ તો સત્તાવલાઓનેજ સ્વાધીન કરૂં. મેં મારા વિષવાષુ માણસ સાથે મોકલ્યો તે શું એવું કરવા કે?

"શાપુરજી જે બનનાર હતું તે હવે બન્યું' નાજાંએ નાંખસી કરી કહ્યું. "ખોદા ખાતર તમારા આવા સુખી સંતોષી સંસારમાં કજીયા અને કુશપનું મહા નઠશ નામ દાખલ થવા ના દેવો. એના અંજામ તરીકે હુંજ હવે અતરેથી રૂખસદ લઊંછું કે સઘલું સાંત થઈ સમાધ નીભર્યું શેવટ આવશે."

આટલું કહી તેણીએ શોનારપુરથી લાવેલ રૂપ્યા તેઓણને સ્વાધીન કીધા અને બીજે દીનેજ કલકતા છોડી જવાનો પોતાનો મજબુત ઠરાવ જણાવ્યો.

સઘલા આ ઠરાવથી ઘણા ગમગીન થયાં અને તેણીને એ વિચાર ફેરવવાને તેઓએ અતીઆંત હુજત અજમાવી પણ નાજાં પર કંઈજ અસર થઈ નહીં.

નાજાં એક વેળા જે વિચાર કરતી તે પુર્ણ ગંભીરાઈ પછીજ તેને ઠરાવપર આણતી અને તેજ પ્રમાણે તેણીએ ઠરાવ કરયો કે હવે અતરે વસવું સલામતીભરયું નથીજ. કેઈબી વખત માહું તેણીને હેરાન કરશે અને એટલાજ માટે શેઠ શેઠાંણીની સઘલી શીફારશો છતાં તેણી પોતાના ઠરાવને ઘણું દુ:ખ સાથે વલગી રહી.

અંતે ઘણીજ નીરાશીથી શેઠ શેઠાણીએ તેણીને જવા દેતાં જણાવ્યું કે "તમોને અમોને છોડી જતાં જોવાને અમો લાચાર ગમગીન છૈએ. અમે એવું એક ગુણવંત બાહોશ, અને લાયક માણુશ ખોહીએ છૈએ કે તેવું હજારોમાં એક જવલેજ પાછું જોઈશું. જરઆનું એ કમબખત પોરીયા માટે તમોએ જો બોહોંશ કીધી ન હતે તો આજે અમારો જીવ આટલો બધો રંજીદા અને ઉદાસ થતે નહીં."

"જો મારી આબરૂનીજ સલામતીનો તમોને વિચાર હોય તો બસ મને જવાજ દો" નાજાંએ નીસાસો નાંખી કહ્યું. "એક નોકરી મલતાં કેટલાં વિઘનો! અને તેને તજતા કેટલો વખત! પણ હું નાઈલાજ છું. એ છોકરો અહીંયા આવી જરૂર મારી પુઠ પકડશે માટે આ શેહેર છોડી જવામાંજ સોભા સલામતી સચવાયલી છે.

અંતે બીજે દીને સઘલાનાં ભરાઇ આવેલાં હઇયાં અને ગમખાર ચેહેરાઓ ઉપર નાજાં તેવીજ રડતી ચસમે એકવાર નજર ફેંકી તેણી ભલા ખવાસના સુખી શેઠ, અને પોતાનો ચાહનાર સઘલા માણસો તેમજ કલકતા જેવા ગુલજાર શેહેરથી આખરે દુર થઇ."

કેવો દુઃખી દેખાવ! કેવો ગંભીર બનાવ!

આ નિર્દોષ નાર હવે કયાં જશે અને હજી કેટલાં વિઘને ઓલંગશે!

**ભાગ પેહેલો સમાપ્ત.**